# યોગ વિદ્યા અને અસલી ઈરાંનીઓ.



વિદ્યા મિત્ર ચોપાન્યાં ઉપરથી

વધારા અને સુધારા શાથે.

૧૮૬૬

મુંબઈ:

વર્તમાન છાપાખાનામાં છાપીછે.

ધોબીતળાવ, નંબર ૮૭૨.



કિમ્મત બે આ

# યોગ વિદ્યા અને અસલી ઈરાંનીઓ.

( લખનાર એક અંદર-એદલુએત આથોરનાન. )

"અને સીકંદરે જોયું કે આએ ટોલાંને (ઈરાંનીઆને) એવી એક કુદરત છે કે જ્યારે ચાહેય ત્યારે તનથી જુદા થાયચ, ને તનને જાંમો કરેચ."

(દસાતીર-નામે સત વખશુરે જરથોસ્ત, પાંનું ૨૪૬)

તે અજીમ કુદરતના શાહેપે આસમાંન અને જમાનમાં એટલી જાતની ચીજો પેદા કીધેલી છે કે તેની ગણત્રીનો કંઇ ખ્યાલથી નહીં આવી શકે. પ્રાંણી, પદાર્થ પાંણી અને હવા જેવી એમાંની કેટલીક વસ્તુઓ આપણે ઇંદ્રીઓની મદદથી પીછાંણી શકીએ છીએ. એટલે તે ચીજોની હસ્તી, આંખ, કાંન, નાંખ, જીભ અથવા ચામડીથી માલમ પડી આવેછે, પણ આપણાં રૂઆંનો અને ફરેશતાઓ જેવી બીજી કેટલીક પેદાએશો છે, જેની હસ્તીની જરૂર આપણને લાગેછે, તોપણ ઇંદ્રીઓથી તેવો વિશેનું ગ્નાન મળી શકતું નથી. એ ઉપરથી આગલા ઇરાંની દાનાવોએ પરવરદેગારની પેદાયશને બે ભાગમાં વેંહેચી નાંખેલી છેઃ—

૧ લો અનસરી, (*material*) એટલે હવા, પાંણી, આતશ, તથા ખાક એ ચાર એનાસરોથી બનેલો.

૨ જો, મીનોઇ, (*spiritual*) જેમાં ગેબી, નિરાકાર, ચહડતા ઉતરતા ઝલકાટનાં નુરો છે.

હવે આપણી ઇંદ્રીઓ આપણા આત્મા (જીવ)નો કોઇ ભાગ નથી, પણ શરીર જે 'અનસરી' છે તેના ભાગ છે, તેથી તેઓબી 'અનસરી' ગણાયછે. તેટલા માટે તેઓનું કાંમ કોઇબી 'એનાસર' થીજ બનેલીજ વસ્તુઓ વિશે આપણને ગ્નાન આપવાનું છે. એઓની મદદથી આપણે ખોદાની જાતને, ફરેસ્તાઓને તથા આપણા 'રૂહ'ને જોવા માંગીએ તો તે બેહુદું ગણાય.

ઉપર જણાવ્યા પ્રમાણે જેમ આપણા ઇરાંની નેઆગાંનોએ પેદાએશને બે ભાગોમાં વેંહેંચી નાંખી હતી, તેમજ તેઓના વિદ્વાનોબી બે વર્ગમાં વેંહેચાઇ ગયલા હતા :—

૧—"તબઇ હોકમા" એટલે ચીજોની તબીઅત (*nature*) તપાસનારા વિદ્વાંનો, (*Natural Philosophers*). અનસરી ચીજોની ખાશીઅતોનો અભ્યાસ કરીને કંઇ કંઇ ખુદરતી નિયમો શોધી કાહાડવા, અને તેને લગતાં શાસ્ત્રો તથા યંત્રો રચવાં એ તેઓનું કામ હતું. તેઓ પોતાનાં મત "અકલી દલીલ" ઉપરથી બાંધતા હતા. આ વર્ગમાં આજના બધા યુરોપિયન વિદ્વાંનો આવી જાયછે.

૨—"ઇશરાકીન હોકમા"(*Occultists*) એઓની વિદ્યાનું નાંમ "એલમે અશરાકી"[1] એટલે "નુરી આગાહી" છે, જે પરહેજગાર લોકોનાં મનમાં આવેછે—કંઇ આંખ, કાંન જેવી ઇંદ્રીઓની મારફતે મલતી નથી. અને તેથીજ પરવરદેગારની જાત દેખાયછે, ને કુલ મીનોઇ આલમ

[1] હીંદુઓ એને "યોગવિદ્યા" અને જે એમાં પ્રવિણ હોય તેને "યોગી" કહેછે. યોગ, (સંસ્કૃત युज=મલવું) એટલે આત્માનું પરમાત્મા સાથે જઈ મલવું. આપણે જ્યારે "ખહલે બદન" કરીએ છીએ ત્યારે આપણો આત્મા ખોદાની જાત સાથે મલી જાયછે તે વિશેનો એ ઇશારોછે. હાલના વખતમાં "યોગી" શબ્દનો અપભ્રંશ થઈને "જોગી" બોલ વપરાયછે, તે રખડતા રઝલતા લંગોટીઆઓને લાયકનોછે. પણ ખોદાની મારફતને પોહોંચેલા અ[illegible] ેને "યોગી" ના એલકાબથી ઓલખવામાં કં[illegible] ા નથી, કેમકે જ્યાં જ્યાં ફારશી વાલા[illegible] "પેગાંબર" "સાલેક" વિગરે બો[illegible] ં સ્કૃત ગ્રંથ[illegible]

સાથે વેહેવાર પાડી શકાયછે. એનો અમલ કરનારા સાહેબોની પવિત્રાઇ, ચાલચલણ, અને ચમત્કારીક શક્તિ ફરેસ્તાઓના જેવી હોયછે. એનું બીજું નાંમ "મુશાહેદાહ" છે. જે "મુશાહેદેહ" એટલે "દીલની આંખે જોવું" એવા અર્થવાલા શબ્દ ઉપરથી રચાયલું છે. એ સિવાએ બીજાંબી નાંમો છે, જેમકે "એલમે સલુક," "મારફત," "રીઆઝત" ઇત્યાદી. "તબઇ હોકમા" ઓની માફક એ જાતના વિદ્વાંનો "અકલી દલીલ" વાપડતા નથી પણ "કશફી દલીલ" ઉપર મુદાર બાંધેછે. એટલે તેઓએ જે આત્માંની આંખે જોયું તેજ તેઓના કેહેવાની સત્તા તરીકે ગણાયછે.

હવે આજના યુરોપિયન વિદ્વાંનોએ આગલા "તબઇ હોકમાઓ"નાં શાસ્ત્રો ઘણે દરજજે ખરાં ગણયાં છે, કેમકે પોતાની સ્વતંત્ર સોધખોલ સાથે તે મળતાં આવેછે. પણ જયારે પેગમબરો, કે જેઓ "ઇશરાકીન હોકમાઓ"ના વર્ગના હતા, તેઓનાં પુસ્તકોમાં કહેલી વાતો જાતી અનુભવથી તપાસવામાં આવેછે ત્યારે એક મોટો ફરક પડી જાયછે. ગેબી આલમને લગતા વિચારો જે તેઓએ જાહેર કીધેલા છે તેનો કંઇજ પત્તો લાગતો નથી. ઇંદ્રીબળ અને તર્ક શકતી જેવાં સાધનો, જે યંત્ર શાસ્ત્ર અને રસાયણ શાસ્ત્ર જેવી વિદ્યાઓને લગતી શોધ ખોલમાં વાપડીને તેઓ ફતેહ પાંમ્યા છે, તેજ તેઓ ખોદાની હસ્તી પુરવાર કરવામાં, અને મરણ પછીની આપણા આત્માની હઇઆતી તપાસવામાં વાપડેછે, અને તેનું પરિણામ એ આવ્યું છે કે તરેહવાર કલ્પનાંઓ કરીને પરવાર્યા પછી આજે જરથાબંધ વિદ્વાંનો એવું મત ધરાવેછે કે આ[illegible] જ નહીં, અને શરીર નાશ પાંમ્યા [illegible] મા કંઇ બાકી રેહેતો ન[illegible] ખુદ રજકણોમાંજ [illegible] ગોઠશ સંજોગે ઉપરથી ચોકશ જાતનું પ્રાંણી પેદા થાયછે અને તે શકતીઓ તેનો આત્મા બનેછે.

પણ આવા ઠરાવ ઉપર આવતાં બચીત તેઓ આડે રસ્તે ઉતર્યા છે, કેમકે મીનોઇ આલમને લગતી વાતોની ખાતરી "અકલી દલીલ" ઉપરથી કરવી તે સીંચીબાઇને સાબુ લગાડવા જેવું છે. એમાં તો "કશફી દલીલ" જે "એલમે અશરાકી"નો મૂળ પાયો છે તેનુંજ કાંમ છે.

હવે "એલમે અશરાકી" *(Occult Science)* જેવી વિદ્યા ખરેખર છે કે નહીં તે વિશે ઘણાક જરથોસ્તીઓ શક બતાવેછે. ઇરાંનની તવારીખમાં મોટો ફેરફાર કરનારા, બલકે ઇરાંનનાં શેહેનશાહાતને તેની હેરત ભરેલી જાહોજલાલી ઉપર ચહડાવનારા એજ વિદ્યા શીખેલા અશો નરો હતા, તે એવા સાહેબો કેમ વિસરી જાયછે? સીમુરગ અને હોમ જેવા પાહાડોની ગુફામાં રેહેનારા જથ્થાબંધ "સાલેકો" ઇરાંનની લડાઇઓમાં સીધો યા આડકતરો ભાગ લેતા હતા તે શું આપણે વિસરી જવું જોઇએ? અથવા શું તેઓના ચમત્કારીક કાંમોને ઇતિહાસ કર્તાઓનાં ફળવંત ભેજાંમાંથી નીકલેલાં સમજવાં જોઇએ? ના, નહીં! તેઓએ તો અસલ પેહેલવી કેતાબો પરથી ઉતારો કીધોછે. તેઓએ અલંકારો વાપર્યા હશે, તોપણ આફતની વખતે સીમુરગ જેવાનું અચબુચ આવી પોહોંચવું, અને કોઇ પેહેલવાંનને સેંકડો માઇલ ઉપરથી આંખ વિચાવીને ક્ષણવારમાં રણનાં મેદાંનમાં લાવી મુકવો એવી વાતો તેઓએ પોતે જોડી કાહાડી છે એમ જો આપણે બોલીએ તો આપણીજ બેવકુફી ગણાય. જે ચીજ આપણાથી આજે બની શકતી નથી તે ચીજ બીજાઓથી અસલ નહીંજ થઇ હશે એમ વિચારવાને આપણી પાસે શું મુસ્તકીમ કારણો છે? ખરી વાત તો [illegible] કે આજે યુરોપિયનો એવી વાત

માનતા નથી, તેનું જોઇને આપણે પણ વિચાર કર્યા વગર એમજ કરીએ છીએ. પણ યુરોપમાં એ એલમ કદીબી *regular science* તરીકે કુબલાયોજ નથી, તેની સઉથી મોટી સાબેતી તો આ છે કે દુનિયાંના અદના આલા બધા પેગમબરો એશીઆમાંજ જન્મેલા અને કેલવાયલા હતા.

વલી ઇરાંનની તવારીખને છોડી દઇને, આલુ ગુજરાતી બોલો ઉપર ધ્યાંન આપો, અને તમુને એ વિધાના ખાસ બોલો (*technical terms*) પોતાના અસલ અર્થમાંજ સાધારણ રીતે વપરાતા માલમ પડશે. યોગ વિધાને ફારસીમાં સલુકનો મારગ કેહેછે, અને યોગી પોતે ઘણોજ નિર્દોશ તથા સઉનું દુખ સાંખી જાય એવો હોયછે તેથી, કોઇ ડાહ્યા ને ડયાંનાં છોકરા વિશે બોલતાં આપણે એમ કહીએ છીએ કે "તે સલુકનો છોકરો છે," અથવા અલંકારમાં એથી ઉલટી વાત જણાવતાં એવું કેહેવામાં આવેછે કે "સલુકની દીકરીનું જરા કોઠું તો જુવો!" ચોકસ કામ કરતાં ધારેલી મતલબ પાર પડવાની નથી એવું જણાવવાને માટે હમે અભણ માણસોનેબી એમ બોલતાં સાંભળ્યાં છે કે "ભાઇ, એમાં શું સીધ્ધિ યોગ થવાનો છે?" આ "સીદ્ધિ" બોલ શું બતાવેછે? યોગ વિદ્યા શીખનારને, તેની મેહેનતનાં ફળ તરીકે સાધારણ માંણસોથી નહિં થાય એવાં કાંમો કરવાની જે શકતીઓ મલેછે, તેને માટે ખાસ રીતે વપરાતો આ બોલ છે. ધ્યાંનથી સાંભલતાં બીજા એવા ઘણા એ વિદ્યાના ખાશ બોલો વેહેવારમાં આવેલા આપણને જણાશે, અને તેઓના અસલ અર્થ સમજાવવા થકી આપણને એજ વિધાની મદદ લેવી પડશે. તે છતાં યોગની હસ્તીજ ના પાડવાને જે સાહેબો લાંબી ટુંકી વાતો કરેછે, તેઓની અક્કલ ઉપર હમે આફરીન કરીએ છીએ!

એ બધી તકરારો છતાં કોઈ એવું કેહેનારાઓબી મલશે કે આ જમાનામાં એવાં માણસો છેજ નહીં. હમે તેઓને નમનતાઇથી જવાબ આપીએ છીએ કે તમોએ તેઓની શોધ કીધી નથી, માટે તેમો અણજાણછે. હમે પુર ઘંભીરાઇથી કહીએ છીએ કે "થીઓસોફીકલ સોસાઇટી" ની મદદ લીધા વગર, ખોદાની મારફતને પોંહોંચેલા—હિંદુઓની ઢપથી બોલીએ તો "સિદ્ધ" થયલા—એક અશો નર સાથે હમે એક વાર વેહેવાર પાડી શકયા હતા. અને જેજે વાતો તેણે દુર મુલુકથી જણાવી હતી તે જાહેર કરવામાં હમુંને કંઇ ભય નહીં હોય તો તેની ચમત્કારીક હુબેહુબ આગાહી હમે પુરવાર કરી શકીએ. એટલુંજ નહીં પણ "પ્રાણાયમ" શીખેલી અને "ધ્યાન" ધરતી વખતે "અનહદ શબ્દ"[2] સાંભલનારી, તથા પરમાત્માના પ્રકાશને[3] જોનારી બે વૃદ્ધ બ્રાહ્મણીઓને હમે મલી શકયા છીએ. તેઓનું ગ્નાન, પવિત્રાઇ, અને નમાનાપણું જોઇને, આજના વખતની, આડી ઢપ પર કેલવાયલી, બેઇમાન છતરાટ ભરેલી, ને દુનિયાદારીને જુની માફક આખો જન્મારો વળગી રહેલી પારસી બાઇઓ ઉંપર, તથા એવેજ ફેજે પોંહોંચેલા પારસી મરદો ઉપર હમે સદ હજારે અફસોસ કરીએ છીએ. યોગના આટલા અભ્યાસ સાથે તેઓને કંઇ એક શકતીબી પ્રાપ્ત થયલી છે, પણ "સિદ્ધિઓ"ને યોગની

---

૨ ખોદાઇ ગાયણ. ઈ૦ સ૦ ૧૮૮૦ ના જાનેવારી મહીનાના *The Theosophist* માં એનું વીગતવાર બયાન આવેલુંછે. હજરત આજર કેવાન એ વીશે એવી રીતે બોલેછે કે "હું ઘણાએક ખુશ અવાજો સાંભલવા લાગો, કે જે પાદશાહનાબી સાંભલવામાં નહીં આવ્યા હોય."

૩ "નુર–ઉલ–અનવાર"—સઉથી વધારે ઝલકતું નુર—ખોદાતાલા.

દાસી ગણીને, તેને એવીતો ગુમ[૪] રાખીછે કે આસપાસનાં લોકોનેબી તે વિશે ખબર નથી. પણ જ્યારે કુટહુમી લાલસીંઘ જેવા અશો નરોની હસ્તી મી૰ સીનેટ વાલી "ગેબી દુનિયાં" વાંચ્યા પછીબી કેટલાક જરથોસ્તીઓ અંગ્રેજોનું જોઇને ના પાડેછે, ત્યારે હમારી ભરમમાં કહેલી વાત તેઓ કયાંથી માનશે? તે છતાં જેઓ એવી વાતો માની શકતા હોય તેઓને હમે કહીએ છીએ કે એ પવિત્ર વિદ્યા આપણ જરથોસ્તીઓએ ખોઈ દીધીછે, પણ કંઈ હિંદુઓએ ખોઈ દીધી નથી. આપણે બધાજ સદ્ગુણ ભૃષ્ટ થયા છીએ તોપણ હિંદુઓમાંથી હજુર કોઈ કોઇ પોતાના પુર્વજોને પગલે ચાલેછે.

આજના ઘણાક અજ્ઞાની જરથોસ્તીઓ અને "એલમે ઇલાહી"નો ભેદ નહીં જાણનારા બીજા અગણીત લોકો પોત પોતાનાં ધરમને વાસ્તે એવું માનેછે કે તેજ ખોદાનો આપેલો ધરમછે, અને દુનિયાંની બીજી બધી દીન તે તે ઉપરથી થયલા અધુરી ને અપવિત્ર નકલો છે. બધા ધરમોમાં ચોકસ મુખ્ય બાબદો મળતી આવેછે તે ઉપરથી તેઓ એમ સમજેછે કે, એ વાતો હમારા પેગંબરની કેતાબોમાંથી, બીજા પેગંબરીનો ખોટો દાવો કરનારાઓએ ઉતારી લીધેલીછે; અને જે જે વાતો પોતાના એતેકાદથી ઉલટી જાયછે, અથવા વેહેમોને અકલથી ઉલટી માલમ પડેછે, તે એવાઓએ પોતાની તરફથી ઉમેરેલી ગણેછે. પણ બધા ધરમોમાં મીનોઇ આલમને વિશેની કેટલીક વાતો મલતી આવેછે તે માટે આપણને એમ નહીં સમજવું જોઇએ કે એક સાચા પેગંબરની કેતાબમાંથી બીજાઓએ ઉતારી લીધી હશે. બધા પેગંબરોને એક સરખી કેલવણી મલી હોય તો તેથીબી એવું પરીણામ આવી શકે. અને જ્યારે આપણે જોઇએ છીએ કે માજેજા બતાવ્યા વગર કોઇબી પેગંબરની પેગંબરી લોકોએ કબુલ રાખી નથી, તથા માજેજાની શકતી અને મીનોઇ આલમ સાથનો વેહેવાર યોગ વિદ્યા શીખ્યા વગર હાંસલ થઇ શકતાં નથી, ત્યારે સેહેલાઇથી અનુમાન થઇ શકેછે કે બધા પેગંબરો થોડી યા ઘણી યોગ વિદ્યા શીખેલા હોવાજ જોઇએ. હવે જ્યારે દુનિયાના અદના આલા બધા પેગંબરો યોગી હતા, ત્યારે આ વાત સિદ્ધ થાયછે કે યોગજ ખરો ખોદાઇ ધરમછે.

આ અનુમાન ઉપરથી એક સવાલ તરતજ ઉભો થાયછે કે શું ત્યારે દુનિયામાં ચાલતા બધા ધરમો ખોટાછે? શું તેઓમાંનો એકબી ખરો નથી? એનો જવાબ એછે કે એ બધા ધરમો અપૂર્ણછે અને માત્ર સાધારણ જ્ઞાન વાલાં આમ લોકોને માટે બનાવવામાં આવેલાછે. દાનાવ લોકોમાં એ ધરમો માત્ર "જાહેર તરીકાને" નામે ઓલખાયછે.

હવે એ જાહેર તરીકાઓ શુંછે તે આ ઠેકાણે સમજાવવું જરૂરનુંછે. આમ લોકોને દુનિયાદારીની એટલી બધી આપદાઓ લાગેલી હોયછે કે તેઓથી કોઇબી વિદ્યા પુરી શીખાતી નથી. આજનાં વખતમાંબી "આરોગ્ય વિદ્યા" (*Hygiene*) જેવા કેટલાક અગતનાં એલમો લોકોને શીખ-

---

૪ યોગી માત્ર "સીદ્ધીઓ"નો ઊપયોગ કરવાથી દુર રહેછે, કેમકે તેથી તેનાં જ્ઞાનમાં વધારો કરવામાં અટકાવ થઈ પડેછે. દરેક સીષ્યને પોતાના ગુરૂ તરફથી એ વિશેની સખત તાકીદ હોયછે. મદ્રાસ વાલા સંજયોગી સભાપથી સ્વામીને પણ છુટા પડતી વખતે તેના ગુરૂએ એવીજ મનાઈ કીધેલીછે. ચોકશ દાહાડાનું "લંડન ટાઈમ્સ" તેજ દહાડે હિંદુસ્થાનમાં લાવી આપવા જેવી નિરઊપયોગી મેહેનત દરેક યોગી ધિક્કારી કાહાડયા વગર રેહેજ નહિ. તેઓ એવાં કામને માટે જન્મેલા નથી, તેમજ પોતાના વરગમાં માણસોની ભરતી કરવાને તેઓને બીલકુલ દરકાર નથી. તેથી ઊલટું, હરકોઈને શીષ્ય તરીકે કબુલ કર્યા અગાઉ સારી પેઠે કસી જોવાનો હમેશાં ધારોછે.

વધાની ઘણી જરૂર જણાયછે કે તેથી મંદવાડ અને મરકી વીગરેની આફતો ઓછી થાય. પણ અભ્યાસી તરીકેતો કરોડો આદમીથી શીખી શકાતું નથી ત્યારે એ વિદ્યાઓમાંના કેટલાએક ઘણાજ અગતનાં અને ફાયદો કરે એવા ભાગો જાહેર ભાષણોથી અથવા ચોપાનિયાંઓની મારફતે વિદ્વાન પુરૂષો લોકોની જાણમાં લાવેછે અને એક રીતસર શીખતા અભ્યાસીને જેમ શીખવવામાં આવે તેથી જુદીજ ઢપ વાપડવી પડેછે. એ પ્રમાણે આપણે જોઇએ છીએ કે એકજ વિદ્યા એક અભ્યાસીને તથા આમ લોકોને શીખવવાને આજેબી બે જુદી જુદી રીત વાપડવી પડેછે. હવે "એલમે અશરાકી" અથવા યોગ એબી એક વિદ્યાછે, અને તેને પણ આગલા જમાનાઓમાં બે રીતે શીખવવામાં આવતી હતી. પેહેલી રીતથી સંપૂર્ણ યોગી થવાતું, અને બીજીથી આમ લોકોને દીનઆઇનનું સાધારણ જ્ઞાન મળતું. જે કોઇ અભ્યાસી હોય તેને પોતાની ચાલ ચલણ ઘણીજ બારીકીથી સુધારવી પડતી, તથા ઉસ્તાદનાં આશ્રય હેઠલ વનવાસ[5] કરવો પડતો અને તે ઠેકાણે આત્માને બદનમાંથી બાહાર કાહાડીને ખોદાને જોવાની, તથા તેના ભેદ ભરમોને[6] પામવાની તે કોશેશ કરતો. પણ આમ લોકોથી એક સાલેકની માફક બ્રહ્મચારી થવાય નહી, તથા ચાલચલણમાં અને ખાનપાનમાં તેનાં જેટલી સખતાઇ વપરાય નહી, તેથી નીતિશાસ્ત્રનો તેઓથી પાળી શકાય તેટલોજ ભાગ તેઓને ફરમાવવામાં આવતો અને મનથી બંદગી[7] નહી થાય માટે મોહોડેથી બંદગી કરવાનું દેખાડવામાં આવતું હતું. રૂઆંનો અને ફરેસ્તાઓ, બેહેસ્ત અને દોજખ વિગરેનું એવી રીતે વર્ણન કરવામાં આવતું કે આમ લોકોને એક રીતની સમજ પડે, અને અભ્યાસીને બીજોજ અર્થ નજર આવે. કેમકે જેમ આંધલા આગલ રંગોનુ વર્ણન કીધાથી તેને કંઇ સમજ પડતી નથી, તેમ મીનોઇ આલમને લગતી વાત, પોતાની જાતે જોવાનું નહી તેથી, આમ લોકોનાં ધ્યાનમાં ઉતરતી નથી. આજ કારણને લીધે બધા મુલુકના સાલેકો ભેદમાં લખાણ કરી ગયાછે, અને આપણા પેગંબરતો "પેગંબરે રમ્ઝગો"ને નામે મશહુરજછે!

આ ઉપરથી માલમ પડશે કે જેમ આજના વખતના વિદ્વાન લોકો જુદા જુદા એલમોને લગતું ઘણું નહીં તો થોડુંબી જ્ઞાન આમ લોકોમાં ફેલાવવાનું ગનીમત સમજેછે તેમજ આગલા વખતના "ઇશરાકીન હોકમા"ઓબી સમજતા હતા. હમણાના ચાલુ ધરમો ઉભા કરવામાં તેઓએ એટલીજ નેમ રાખેલી લાગેછે કે, સંપૂર્ણ અજ્ઞાની રેહેવાને લીધે જન્મે તેટલાં બધાંજ આદમીની મરણ પછી અવદશા થાય.

---

૫ ગોફેનશીન થવાની વાત આપણામાં જાણીતી છે. કેખશરૂની પાછલ ઘણા ઈરાંનીઓએ વનવાસ કીધેલો કેહેવાયછે. દસ્તુર પેશુતનબી પાદશાહ બહમનના વખતમાં દુન્યા ત્યાગ કરી ગયા હતા.

૬ "The Magi of Zoroaster received instruction and were instructed in the caves and secret lodges of Bactria."

(A quotation from some Greek author in *The Theosophist* of October 1879.)

"They (the Magi) are said to have known the most wonderful powers of Nature, and thence to have acquired the fame of Magicians and enchanters." (Sir W. Jones, as quoted in the preface to Dasatir.)

૭ "કહત કબીરા સુન ભઇ સાધુ !<br>
"મનકી માલ જપતા હે,<br>
"ભાવ ભકતીસે ધ્યાંન ધરત હે,<br>
"ઉસ્કુ સાહેબ મીલ્તા હે !!"

મોહડેના કરતાં મનથી બંદગી કરવાનું આટલું બધું અસરકારક છે તે યોગની ફીલસુફીમાં ઘણી મન પસંદ અને ખાતરજમા ભરેલી રીતે સમજાવેલું છે. મૂળ નેમથી બાહાર હોવાને લીધે તે વીશે અતરે લખવું દૂરસ્ત નથી.

તેનાં કરતાં બેહેતર છે કે તેઓથી લેવાઇ શકાય તેટલું ગ્નાન આપવું, કે બધાંજ નહીં તોપણ થોડાંએક તો બેહેસ્તમાં જાય. તેટલા માટે યોગનું જેટલું જ્ઞાન સાધારણ લોકોની સમજમાં ઉતરે અને તેને લગતા જેટલા કાયદા તેઓથી પલાય તેટલાજ વખતે વખત જુદા જુદા દેશોમાં સાલેકો તરફથી બાહાર પાડવામાં આવેલા છે. અને એને ઝાહેર તરીકાનાં નામથી ઓલખવામાં આવેછે. આચાર વિચારમાં તફાવત, ઇશ્વર-ભકતીની જુદી જુદી ઢપ, નીતિશાસ્ત્રના સખત યા નરમ કાનુનો, જુદી જુદી દંતકથાઓ, એ બધું પેગમબરોની જાતી શકતી, સ્વતંત્ર મત (*dogmatism*), લોકોની વધતી યા ઓછી અગ્નાન હાલત, અને દેશના જુના રીવાજોની અસરથી થાયછે ; અને તેને લીધે એક તરીકો બીજાથી તદન જુદો માલમ પડેછે, તો જો કે તેઓ બધા એકજ પાયા (યોગ) ઉપર રચાયલા છે. એવું છે તેથી, પારકા ધરમને પોતાના સાથે સરખાવી જોટા પાડવો નથી જોઇતો, પણ યોગ વિદ્યા સાથે બધાને સરખાવી જોવા જોઇએ છે, અને જે તેની સાથે સઉથી વધારે મળતો આવે તેને સઉથી સરસ ગણવો જોઇએ.[૮]

હવે જયારે યોગ વિદ્યાજ ખરો ખોદાનો આપેલો ધરમ છે, ત્યારે તે શું ચીજ છે, તથા તેથી આપણને આ અને તે જાંહાંનમાં શું શું ફાયદા હાંસલ થઇ શકે છે, તે જાણવું જરૂરનું છે. પણ જયાં મોટા મોટા વિદ્વાનો શીખાઉ બચ્ચાં જેવા ગણાયછે ત્યાં હમારી તો કંઇજ બીસાદ નથી, તે સેહેજમાં માલમ પડશે. માટે હમે જે કંઇક સાર "ખેસ્તાબ"[૯] નામની નાંમીચી કેતાબમાં, અને તે વિગરે બાજે ઠેકાંણે આવેલા છુટા છવાયા ઇસારાઓ ઉપરથી અને આપીએ છીએ તેમાં થતી ભુલ ચુકોને માટે હમારી તરફ નુકતેચીનોથી રેહેમ નજરે જોવામાં આવશે એવી આશા રાખીએ છીએઃ—

પરવરદેગાર કુલ્લે પેદાયશનો પેદા કરનાર છે, પણ સીધી[૧૦] રીતે નહીં. તેણે પોતે એકજ ચીજ—"અકલે અવલ" ના-

---

૮ એવી સરખામણી કરતાં હમારી નાકેશ નજરમાં જરથોસ્તી તરીકો પોતાની પડતી દશામાંબી ઉત્તમ લાગેછે. એનાં બેસુમાર કારણો છે, પણ અતરે એક બેજ મુખ્ય કારણો જણાવીશું. હિંદુ ઋષીઓએ તથા સાકય મુનીએ ચલાવેલા ઝાહેર તરીકાઓ, અસલમાં જો કે વિદ્વતા ભરેલા હતા, તોપણ વખત જતાં લોકોને મુરતી પુંજા તરફ ઢળતાં અટકાવી નહીં શકયા, તથા "આત્મા ને પરમાત્મા"ને ઓલખાવવાની તેઓની નેમ એક કોરે રહી ગઇ, ત્યારે અશો જરથોસ્તની ઉંમતના લોકો આજેબી યઝદાં પરસ્તજ રહ્યા છે. વલી જયારે જીસસ ક્રાઇસ્ટ જેવા પેગમબરોની જાતવાળાઓ પોતાના પેગંમરના વસીલાથીજ બેહેસ્તમાં જવાની ઉમેદ રાખેછે, તથા બાકીની સારી આલમને દોજખમાં જવાને જન્મેલી સમજેછે. ત્યારે આપણ જરથોસ્તીઓ આપણાં સારાં યા નરસાં કરમ ઉપરથીજ બેહેસ્ત યા દોજખ મલવાનું સમજીએ છીએ, અને વળી એક ખોદાને માનનારા દરેક ધરમ તરફ માન રાખીએ છીએ. એ ઉપરાંત આપણાં પુસ્તકોમાં જણાવેલા પંદર ગુણવાલો એક મોબેદ સ્વભાવીક રીતેજ યોગ વિદ્યાના "ખાબ" નામના દરજાપર આવી રહેલો હોયછે.

૯ એ અને બીજી બે ફારશી કેતાબોનો ગુજરાતી તરજુમો એકજ પુસ્તકમાં સ્વરગવાસી શેઠ દોશાભાઈ શોરાબજી મુનશીએ છપાવેલો છે. તેમાં જણાવેલો કેટલીક બીનાઓ કદીમ જમાનાની છે તેથી એવું માલમ પડેછે કે તે અસ્લ અવસ્તા ભાષામાંબી હશે. પછવાડેથી એ બાબદોને નીબંધોના આકારમાં જુની ફારસીમાં લખવામાં આવી હતી, અને તેનો ચાલુ જમાનાંની ફારશીમાં ઉતારો કરનાર હજરત આજર કેવાંનના શાગરેદો હતા. એઓમાંનો એક "મોબેદ શરોશ બીન કેવાંન બીન કામગાર" અશો જરથોસ્તની ઓલાદનો હતો. અને બીજો "મોબેદ-હોશ" જામાસ્પ હકીમનો વંશજ હતો. એઓ બધા યોગી હતા. છેલો તો કાશમીર શેહેરમાં તપ કરતો હડીસો વરસની વાત ઉપર માલમ પડયો હતો. આ પુસ્તકમાં એવા નામવરોના હાથ હોવાથી, એ સત્તા ભરેલું ગણાયછે. *The Theosophist* ના બધા અંકો ધ્યાંનથી વાંચયા વગર એમાં જણાવેલી વાતો ધ્યાંનમાં ઉતરે તેવું નથી.

૧૦ એ વિશેનાં કારણો ખેસ્તાબ તથા દસાતીરમાં આવેલાં છે.

મનું નુર,[૧૧] જેને આપણ લોકો બહમન અમશાસ્પંદ કહીએ છીએ તે—પેદા કીધી છે. એ નુરે બીજાં કેટલાંક નુરો અને એ નવાં પેદા થયલાં નુરોએ બીજાં અગણીત નુરો પેદા કીધાં. અને એમ કરતાં કરતાં કુલ્લે મીનોઇ આલમ પેદા થઇ. એમાંનું સઉથી છેલું નુર જે પેદા થયું તે "કારએરદ" નામનું હતું. તેણે પોતે બીજાં અગણીત નુરો તથા આ દુનિયાંને લગતાં ચારે ઓનાસરો પેદા કીધાં. એ ઓનાસરોથી કાલબુદ (*corporeal bodies*) થયાં. એ કાલબુદો, પોતાનો વહીવટ ચલાવવાને માટે, ઉપરની આલમનાં નુરોને પોતાની તરફ ખેંચી લેવાની શકતી ધરાવેછે. હવે "કારએરદ"ની અગાઉનાં નુરો જેટલાં પેદા થયલાં છે તે જ્ઞાનમાં અને તેટલા માટે બળમાં[૧૨] સંપૂર્ણ છે, તેથી કાયાઓ તેને ખેંચી શકતી નથી પણ "કારએરદના" પેદા કીધેલાં નુરો, જે જન્મથીજ અજ્ઞાની અને નિર્બળછે તે ખેંચાઇ આવેછે. એ નુર અથવા આત્માઓનું સુખ જેમ બને તેમ ખોદાતાલાની વધારે નજદીક જવામાંછે. ત્યાં જવું તે તેનાં બળ ઉપર આધાર રાખેછે, અને એ બળ ખોદાને તથા તેના ભેદોને પામ્યાથીજ તેને મલેછે. હવે કાયામાં કેદ થયા પછી, કામ, ક્રોધ, લોભ વિગેરે ખરાબ જુસ્સાઓ કાયાનાં ગદલાપણાંને લીધે આત્મામાં પેદા થાયછે. તેઓ તથા ઇંદ્રીઓ પોતાને ગમતી ચીજો ભોગવવાનું ઘણુ જોર કરેછે, એટલે કે આંખને સારા સારા દેખાવો જોવા ગમેછે, કાનને તરેહવાર સાચાં જુઠાં સાંભલવા ગમે છે, જીભને લેહેજતદાર ખાંણાંઓ ઉપર શોક રેહેછે, કામથી ખુબસુરત સ્ત્રીઓની સંગત રાખવાની ઇચ્છા થાયછે, ક્રોધથી આપણે આપણી આસપાસનાઓને પીડાકારી થઇ પડીએ છીએ, ઇત્યાદી. એનુ પરિણામ એ આવેછે કે સહવારે બીછાંનાં ઉપરથી ઉઠીએ તે રાતે પાછા આરામ કરીએ ત્યાં સુધી, ઇંદ્રીઓ અને જુસ્સાઓ એક પછી એક આપણા આત્માને પોતાની અસલ જગા ઉપર જવાની તદબીર કરવાને માટે ફુરસુદ આપતાજ નથી. તેથી આત્મા દીનપર દીન વધારે અજ્ઞાની ને નીર્બળ થતો જાયછે. એમ કરતાં કરતાં જ્યારે દેહ નાશ પામેછે ત્યારે તે છુટો થાયછે, પણ ઉપરની આલમમાં જવાનું તેને સુજ પડતું નથી,—બલકે સુજ પડેછે પણ કઉવત હોતું નથી, તેથી વલી કોઇ બીજી નવી પેદા થતી કાયામાં ખેંચાઇ જાયછે. પણ આગલા અવતારમાં[૧૩] જે હવસો પુરા પાડવાનું તેને ઘણું

[૧૧] મીનોઇ આલમનાં દરેક પ્રાણીઓ નુર યા રોશની છે. જે નુરો જ્ઞાની અને બળવાંન છે તે "અક્કલ" યા ફરેસ્તા ગણાયછે. પણ જે નુરો અજ્ઞાની અને નિરબળ છે, તથા આ જેહાંનની કાયાઓમાં ખેંચાઈ આવેછે તેને "આત્મા" એવું નામ આપવામાં આવેલું છે.

[૧૨] "Knowledge power" is એ વાત સઉથી સરસ રીતે યોગ વિદ્યા સમજાવેછે.

[૧૩] સાધારણ રીતે એવું કેહવાયછે કે પેગંબર સાહેબે અવતારની ફીલસુફી રદ કીધેલીછે. અને હમે પણ તે સાહેબની ઊપરનાં ઇમાનને ખાતર એ ફીલસુફી માનવાને આંચકી ખાઈએ છીએ. તોપણ જ્યારે ઘણાક "ખલ્લે બદન" કરનારા જરથોસ્તીઓ એવા બનાવો જાતે જોયલા જણાવેછે, તથા દસ્તુર નેરીઓશંગ ધવલ જેવો વિદ્વાન, જરથોસ્તી ધરમની ખુબીઓનું વરણન કરતાં, પેલા જાણીતા સોલ સંસ્કૃત સ્લોકમાં એમ કહેછે કે, હમારા ધરમમાં જે કોઈ જન્મેછે તે પાછો અવતાર પામતો નથી; ત્યારે સામી બાજુની ખાતર—જમા ભરેલી તકરારની ગેર હાજરીને લીધે, અવતારને ખોટો ગણવાનું ફાવતુ નથી. આ દુનિયામાંથી ગુજરી ગયા પછી આપણી કેરદાર આપણને આવી મલેછે, એવું જેમ અવતારની ફીલસુફીમાં સમજાવ્યુંછે, તેમજ પેગંબર સાહેબખી કહેછે. એટલું છતાં, તેવણ અવતારને **તદન** રદ કરે એવું માનવાનું મુશકેલ લાગેછે. "મારે દેખાડેલે રસ્તે ચાલનારાઓ પાછો અવતાર પાંમશે નહી" એવું તેવણે સમજાવ્યું હોય તે સ્વભાવીકછે. અમે ધારીએછીએકે દીનકરદ જેવી કોઈ પેહેલવી કેતાબમાં પેગંબર સાહેબના એ વીશેનાં વિચારો થોડા યા ઘણા જલવાઈ રહેલા

ગમતું હતું, તે હવસો જે જાતનાં હેવાનોમાં (*lower animals*) પુર જોસથી વ્યાપી રહેલા હોયછે, તે જાતની નવી કાયા તેને આ વખતે મલેછે. એટલે ચોર, બીલાડી યા ઉંદર તરીકે, વિષય આદમી ડુક્કર રૂપે, તથા ટોલીઓ વાંદરાની શીકલે, પાછો જનમ લેછે. જ્યારે એકવાર માણસનો આત્મા હેવાની વર્ગમાં ઉતર્યો ત્યારે તે માણસને અવતારે પાછો કદી પેદા થઇ શકતોજ નથી; પણ કાયાથી છુટતી દરેક વખતે તે ઝીણાં જનાવરોની જાત તરફ આવતો જાયછે. એમ કરતાં કરતાં કીડી યા મકોડી જેવાં જીણાં જીવડાં તરીકે પેદા થાયછે. જ્યારે એવી સુક્ષ્મ કાયા તેનાથી છુટી પડે ત્યારે તેને બીજી કોઇ કાયા એંચી શકતી નથી. તેનો આ દુન્યા સાથનો સંબંધ તુટેછે, ને તે આકાશ માર્ગે જાય છે પણ છેક અજ્ઞાની ને નિર્બલ હોવાથી તે આકાશનાં છેક નીચલા ભાગમાંજ વાસો કરી શકેછે, કે જ્યાં "નુરઉલઅનવાર" પોતાનો ઝલકાટ ફેંકતું નથી.

પણ કાયામાં એંચાઇ આવેલો કોઇ આત્મા એથી ઉલટી રીતે વર્તે, એટલે જોરસાઓને દબાવી નાંખે, અને ઇંદ્રીઓને ગમતી ચીજ મનમારીને નહી કરે ત્યારે તે ફરસુદ[૧૪] પામેછે. જ્યારે તેને નવરાશ મલે ત્યારે તે ખુદરતી રીતેજ વિચાર કરવા લાગે કે હું કોણ છેઉં, અહીં કયાંથી આવ્યો, શા કારણે આવ્યો, અને મારો પેદા કરનાર કોણછે? એવા ખ્યાલોનું સેવટનું પરીણામ એ આવેછે કે પોતાના પેદા કરનારની હસ્તી માલમ પડયાથી, આંતમા તેને વીશે ખુબ વિચાર કરવા લાગેછે કે તે કેવોછે, કયાંછે, અને આ સારી આલમ કાંય બનાવી? અને તેને કંઇ કામકાજ કે હાજત[૧૫] નહી હોવાથી તે એ વિચારોમાં એવોતો મશગુલ રહેછે કે કેટલીક વાર પોતાની હસ્તીબી વીસરી જાયછે. હસ્તીનો વિચાર ઇંદ્રીઓથી રહેછે, પણ ઇંદ્રીઓને તો તે વાપડતોજ નથી તેથી એમ બને તેમાં કંઇજ નવાઇ નથી. એ પ્રમાણે બાહારના બનાવો વિશેની બેખબરીને વખતે તે ખોદાને જોયછે તથા તેની ખુદરતનું તેને જ્ઞાન થાયછે. જેમ શરીરનું બળ લોહીછે તેમ આત્માનું બલ જ્ઞાનછે. તેથી આ દુન્યામાં જનમતી વખતે જેમ કાયાથી એંચાઇને તે અહે આવ્યો, અને કાયાએ તેને અત્યાર સુધી કેદ કરી રાખ્યો, તેમ હવે તે, જ્ઞાની થવાથી, વધારે વાર રેહેતો નથી. પોતાનાં વધુ બલને લીધે, શરીરનું પોતાના ઉપરનું આકર્ષણ તોડી નાંખીને, તે જ્યાં ગમે ત્યાં એખલો ફરી શકેછે. પૃથ્વીના દરેક દેશમાં તથા બધાં આકાશોમાં તે શેહેલ કરેછે, તથા ફરેસ્તાઓની[૧૬] દરબારમાં બીરાજેછે. પોતેબી એક નુર હોવાથી, ખોદાતાલાની જાત, જે "નુરઉલઅનવાર" છે તેમાં, શરીરને ઘડીભર પડતું મુકીને, જીવતાં જીવત મલી જાયછે. એક સાદો લોહડાંનો કટકો જ્યારે લોહચુંબક સાથે

---

હશે અને તે કોઇ જરથોસ્તી વિદ્વાન બાહાર પાડે તો ઘણું બેહતર થાય. આજ કાલનો આપણી શરીયતનું આત્મજ્ઞાન (Metaphysics) તદન ખોવાઇ ગયલું છે.

૧૪ નવારા કીધા વગર ફરસુદ મલતી નથી.

૧૫ તે ખાવાને માટે અન્ન રાંધવા બેસતો નથી પણ દાહાડામાં એકુવેર કંદમુલ ખાઇને સંતોશ પકડેછે

૧૬ ગયા જનેવારી મહીનાના "જ્ઞાનવરધક"માં "આહુઇરીશ"ની કલમથી લખાયલી ફરેસ્તાઓ વિશેની આરટીકલ વાંચીને હમુને ઘણીજ દલગીરી ઉપજી છે. ડાકટર હાઊગ ઘણોજ હુશીઆર હતો તે સઉ જાણેછે, પણ તેની એક **ખાલી કલ્પનાં** સેંકડો જરથોસ્તી સાલેકોની જોયલી વાત તોડી નાંખવાને બસછે એવું સમજવા–સમજાવવાથી આપણીજ બેવકુફી જણાયછે. બધા યુરોપીયન વિદ્વાનો થોડા યા ઘણા Materialist હોયછે તે આપણે હંમેશાં યાદ રાખવું જોઇએછે. એ લખાંણ જાતી શોધ અને પુખ્ત વિચારથી બીલકુલ ખાલીછે, અને તેના લખનારને થોડાં વરસામાં અહીંથી કુચ કરી જઇને ફરેસ્તાઓ આગલ ઊભું રેહેવું પડશે ત્યારે મોટી સરમ લાગશે.

શંબંધ રાખતો હોય ત્યારે તે પોતેબી લોહચુંબક બની જાયછે, તેમ એ આત્મા જે ખોદાનાં સંબંધમાં આવ્યો, તેને કેટલીક ખુદરતી શકતીઓ[17] મલેછે. એ શકતીઓથી જે હેરત ભરેલાં કામો થઇ શકેછે તેને આપણે "મોજેજા" કહીએ છીએ. હવે આવી રીતનો જ્ઞાની ને બળવંત આત્મા દેહ નાશ પામ્યા પછી છુટો થાયછે ત્યારે બીજી પેદા થતી કાયાઓનું આકર્ષણ તેની ઉપર અશર કરી શકતું નથી. તે પોતે છેક ઊંચેનાં આકાશમાં ચહડી જાયછે, અને બહમન અમશાસ્પંદ જેવા મૂખ્ય ફરેસ્તાઓની સંફમાં[18] બીરાજેછે. તેની ખુશાલી ને સુખવાસી હાલતને વાસ્તે એવું કેહેવાયછે કે તેનું કંઇ વર્ણન થઇ શકે નહીં.

પણ આ સઘલું શું છે? ઇંદ્રીઓને ગમતી ચીજ નહી કરવી, હવસોની બુન બેખ ઉખેડી નાંખી, હઇઆંને આરસીના જેવું સફાઇદાર કરવું, અને જીવને ખોદાની યાદમાં ચકચુર કરી નાંખવો, એ શું? આ બધી ને તદબીર, કે જેથી આત્મા 'કામેલ' થાએછે, અથવા હીંદુઓ ભણતાં 'જ્ઞાની' થાયછે. આને તે કેલવણીછે, કે જેથી માણસ પોતાનું સ્વભાવીક નીચપણું—બેસતાબ હેતાબની હદથી બોલતાં, જનમતી વખતનું અધુરાપણું—છોંડી દઈ શકેછે. જન્મથીજ ફરેસ્તાઓનો આત્મા સંપૂર્ણ જ્ઞાનીછે, અને હેવાનોનો સંપૂર્ણ અજ્ઞાની છે. માણસનું દેહ એ બેની વચમાંછે અને ઇંદ્રીઓને જીતવાથી ખોદાની મારફતને પોંહોંચીને, મરણ પછી ફરેસ્તા જેવા થવું, અથવા બુરા હવસોને તથા ઇંદ્રીઓની સુચનાઓને તાબે થઇને આવતા જન્મમાં હેવાન બનવું તે તેના અખતીઆરમાં પરવરદેગારે મુકેલું છે.

હમે જયારે એમ કહીએ છીએ કે ખરો ખોદાનો આપેલો ધરમ તો યોગજ છે, ત્યારે ખુદરતી રીતે આ સવાલ ઉભો થશે કે જો એમ હોય તો તે બધાં માણસોને મલવો જોઇએ. કેમકે ખોદાના નિયમો બધી ચીજોને એક સરખી રીતે લાગુ પડતા હોયછે, અને તેમાં કંઇ કોઇને માટે તરફદારી હોતી નથી. હમે પણ જે સાર આગલ જણાવ્યોછે તે એવી મતલબનો છે, કે એ વિધા ગુરૂ વગર પણ શીખાઇ શકાય, અને ચાહેતો બધાં આદમીઓ શીખે. ગઇઓમરદનો ઉસ્તાદ કોણ હતો? તે ફકત ગોશેનશીન થયો, ને ખોદાની યાદ પોતાની નજરમાં જેમ સારી લાગી તેમ વરસોનાં વરસો સુધી ચાલુ રાખી, અને એમ કરતાં કરતાં તેની મારફતને પોંહોંચ્યો.[19]

પણ ગઇઓમરદ ઉસ્તાદ વગર શીખ્યો તેમ આપણાથી નહીં શીખાય એવું જેઓ સમજતા હોય તેઓને હમે નમનતાઇથી કહીએ છીએ કે પોતાની ચાલ ચલણને નવેશરથી કેટલીક મુદત સુધી સુધારીને, ફકત એક બે મહીનાજ વનવાસ કરો, અને ત્યાં એખલા રહીને ખોદાની યાદમાં રાતદાહાડો મશગુલ રહો, અને પછી તમુને હમારાં કેહેવાની સચાઇ માલમ પડશે. એટલા ટુંક વખતમાંજ તમે યોગ

૧૭ હિંદુઓ એને "સીધ્ધી" કહેછે. ફારસી નામ "જામે કેખશરૂ" તથા "ખેરતાબ"માંથી મલતું નથી તો જો કે તેથી થતાં કામો જણાવવામાં આવેલાંછે.

૧૮ હિંદુઓ આત્માની આ ગતીને મુકતી યા નિરવાણ કહેછે. હમારૂં વરણન જરા જુદું છે, પણ "દશાતીર"માં "નામે સત સાએકલીઊ" વાલાં પ્રકરણમાં, પાંને ૧૦૩, જે કેહેછે કે:—"તુંએ (ખોદાએ) પોતાનાં નુરના દરીઆવમાં અશોનાં નુરને ડુબાવ્યાં" આ વિચાર નિરવાણ સાથે આબેહુબ મલતો આવેછે.

૧૯ એ વિશેની વાત ઘણાંએક પુસ્તકોમાં આપેલીછે; તે બધાંમાંથી ચુંટી કાહાડેલો સાર "હખમજદીઅસન નામ"ની જુની ફાઇલમાંથી શોધનારને મલી શકશે.

વિદ્યાના પેહેલા દરજ્જા ઉપર ચહડશે કે જેને ફારસીમાં "ખાબ" કરીને કહેછે. એની અશર એછે કે ઉંઘમાં આપણા આત્માને સુંદર મેહેલો, ભપકાદાર દરબારો, ખુબસુરત દેખાવો, અને ફરેશ્તાઓ નજર આવશે. આપણા પોતાને લગતા અથવા સગાં વાહાલાંને દોસ્ત આશ્નાઓને લગતા સારા નરસા બનાવોની આગમચેતનાં થશે, અને કંઇબી ધારેલું કામ પાર પડશે. એવી કોશેશ કરનારા કોઇ કોઇ શખશોને હમે ઓલખીએ છીએ. પોરફીરી નામનો એક યુનાંની વિદ્વાન પણ એમજ કહેછે:—

"Through self-contemplation, perfect chastity, and purity of body, we may approach nearer to God, and receive in that state true knowledge and wonderful insight".
(*The Theosophist* for October 1879. pp. 4)

એટલું છતાંબી જેઓની ખાતરી નહીં થતી હોય તેઓને વિશ્નુપંત ગોખલે નામના એક પવિત્ર બ્રહ્મચારી બાવાની વાત વાંચવાને ભલામણ કરીએ છીએ. (*The Theosophist* ના ઈ૦ સ૦ ૧૮૭૯ નાં નવેમબર મહીનાના અંકમાં પાંનુ ૫૧—૫૨ જુવો.)

તે અશો નર કહેછે કે "હું ૨૦ બચપણથીજ ઘણો પવિત્ર હતો, અને પાપનો વિચાર આવતો હતો તેથીબી કમકમતો હતો. મેં ઘણી ટુંક ઉમરમાં ધરમનાં ઘણાં ખરાં પુસ્તકો શીખી લીધાં હતાં. આગળ જતાં હું કેવો થવાનો છેઉં તેની બશારત પરવરદેગાર તરફથી મને વીસમે વરસે થઇ. એ બનાવની અગાઉ અને પછીબી હું ઘણાં માણસોને પુછપરછ કરતો કે ખોદા સાથે વેહેવાર કેમ પાડી શકાય. દરેકે પોતાનાં દેખાડેલાં મંત્રો ભણવાને તથા કંઇ કંઇ ક્રિયાઓ કરવાને કહ્યું. હું તેમ કરતો પણ કંઇ વલતું નહી, તેથી આખરે કંતાલી ગયો અને એવા લુચાઓ શાથે ફરીથી સંબંધ નહી કરવાનો ઠેડાવ કીધો. ખોદાની કેમ ભક્તી કરવી તથા તેની સાથે કેમ વેહેવાર પાડવો તે હું ધર્મશાસ્ત્રોમાંથી શીખેલો હતો, તેથી પછી મેં તેમજ કરી જોવાનો ઠરાવ કીધો અને તેવીસ વરસની ઉમરે, ઈ૦ સ૦ ૧૮૪૯ માં, "સતપસંગી"નાં પાહાડો વાલાં જંગલમાં ગયો. મને કંઇજ વાતનો ડર નહી હતો, કેમકે ખોદા મારૂં રક્ષણ કરશેજ, તથા તે સર્વજ્ઞ ને સર્વ શકતીવાનછે એવું મને પકું ઇમાંન હતું. વલી તે મારૂં ગુજરાણ કરશેજ એમબી હું ખાતરીથી માનતો હતો, તેથી ત્યાં ગયા પછી છોડવાઓ અને વેલાઓનાં કંદ મૂલ ખાઇને તથા વેહેતા ઝરાઓનાં પાણી પીને રેહેવા લાગ્યો. લંગોતી શીવાય મારા શરીર ઉપર બીજું કંઇ વસ્ત્ર હતું નહીં. બીઆબાંન જગામાં મેં એક ગુફા બનાવી, અને ત્યાં બેશીને ખોદાને વિશે વિચાર કરવા લાગ્યો, અને તેના ખ્યાલમાં ને ખ્યાલમાં રેહેતો ૨૧ મેં પછી "ધારણા" ૨૨ અને "ધ્યાંન" ૨૩ કરવાનો માહાવરો પાડયો, ને તેથી મને

૨૦ આ હેવાલ માત્ર ઉપર ટપકેનોછે, કેમકે અશલ બીનાં લખવા જતાં ઘણું લંબાણ થઇ જાયછે.

૨૧ ખોદાની ઉપર આવી જાંન ફેસાંની કોઈ હમણાનાં પારસીએ કીધી હોય એવું હમે સાંભલ્યું નથી. એથી તદન ઉલટાં કામોમાં કુલ્લે કેમ રોકાએલી નજર પડેછે. અને તે છતાં પારસીઓ પોતાને સુધરેલા (?) સમજેછે!

૨૨ વઇદીક રાજયોગ (મેડમ બ્લેવેટસ્કી એનેબી હથ યોગ ગણીને નાપસંદ કરેછે) આંઠ ભાગમાં વેંહેંચાયલોછે. તેમાં "ધારણા" છઠોછે.

આંખથી કોઈ બાહારની વસ્તુને જોવી નહી, પણ તેને શરીરના કોઈ એક સબલ પડતા ભાગ ઉપર કલાકના કલાક સુધી ઠેરવી મુકવી, અને પછી ખોદાને તથા તેની સીફતોને યાદ કરવામાં મશગુલ થવું—તેનું નામ "ધારણા."

૨૩ એમ કરતાં કરતાં જ્યારે ખોદાના ખ્યાલમાં મન એવું રોકાઈ જાય કે તેના વગર બીજો કશો ખ્યાલ રેહેજ નહી, એવી જે મનની હાલત થાય, તેનું નામ "ધ્યાંન." એ સાતમો તબકોછે. એમાં ખોદા આત્માની આંખે (શરીરની આંખે નહીં) દેખાયછે, અને ખોદાઈ ગાયણ સંભલાયછે.

ખોદાને વિશેનું ગ્નાન થયું. ખોદાની જાત મેં એક ચોકસ રીતે જોઇ, પણ તે વિશેનું બયાંન કરવું અઘટીતછે. બીજાઓને તો ગુરૂ જોઇતા હશે, પણ ખોદાની મારફતને પોંહોંચવાને માટે મારો ગુરૂતો ખોદા પોતેજ હતો."[૨૪]

યોગ કેવડી મોટી વિદ્યાછે? દુનિઆની ચાલુ વિદ્યાઓ બધી એક માણસથી કદીબી શીખી શકાતી નથી. કદાચ આપણે ઘડીભર એમ ધારીએ કે કોઇ એક એવો વિદ્વાનછે, તોપણ તેનું ગ્નાન એક યોગી આગલ કંઇ બીસાદ ધરાવતું નથી. જે જે તે જાંણેછે તે યોગી જાણેછે, પણ જે જે યોગી જાંણેછે ને કરી શકેછે તેનો ખયાલબી પેલાને આવી શકતો નથી. આટલું છતાં ઉસ્તાદ વગર એ ચીજ થોડીબી શીખી શકાયછે, અને ફકત ખોદાનું ધ્યાંન ધરવાથીજ ને નામ દેવાથીજ ગ્નાન મલેછે, ત્યારે યોગજ આપણો સ્વભાવીક ધરમ ઠરેછે. તમારે ભાષા શાસ્ત્રી, કારીગર, યા વિદ્વાન થવું હોય તો, ગમે એટલી ઉલટ ને હુશીઆરી છતાં ગુરૂ વગર તમારીથી કંઇ બનશે નહી. પણ ફકત જાતી ઉલટ ને પાકીજગીથી યોગનો તમે ઘણો નહીં તો થોડોબી અભ્યાસ કરી શકશો.

પણ આ ઉપરથી વાંચનાર તરતજ સવાલ કરશે કે જો એ વિદ્યા ગુરૂ વગર શીખાતી હોયતો, લોકોમાં સાધારણ હોવી જોઇએ. તેમતો નથી ત્યારે તેનું કારણ શું? આપણને જાણવું જોઇએછે કે ખોદાતાલાએ માણસને બધી ચીજની બક્ષેસ કીધેલીછે. પણ કંઇબી વગર મેહેનતે મલતું નથી. દાખલા તરીકે, માણસ પેદા થયો ત્યારથી તેનાં નશીબમાં અરધી યા આખી રોટલી સરજેલીછે. પણ તે મેલવવા માટે તેને મેહેનત કરવી પડેછે. એક ચીજથી થતો ફાયદો અને તેને મેલવવાને માટેની મેહેનત એ બંધે હંમેશાં શરખાં પ્રમાંણમાં વધેછે. યોગ વિદ્યા આ જેહાંનમાં અને તે જેહાંનમાં અણહદ સુખ આપેછે તો તેને મેલવવાને માટેનું કષ્ટબી ઘણુંજ હોવું જોઇએ તે ખોલુંછે. એ વિદ્યા હાંસલ થવાથી આપણે માણસની પંકતીથી ઉચે ચહડીને જીવતાં જીવત[૨૫] ઇઝદ થઇએ છીએ, તો માણસાઇ ખવાસ તોડવાને માટે અપરંપાર મેહેનત કરવી લાજમછે. અને જેમ જેમ મેહેનતનું પ્રમાણ વધતું જાયછે તેમ તેમ મેહેનત કરનારાઓની સંખ્યા ઓછી થતી જાયછે. માટે બધા કાલમાં સંપુર્ણ યોગીઓ તો ઘણાજ થોડા હોયછે, તો જોકે થોડું થોડું લઇ નાકેલા ચાહેતો બધા આદમીઓ થઇ શકે.

આ ખુલાશા ઉપરથી વાંચનારની ખાતરી થઇ હશે કે યોગ વિદ્યા બને તેટલી શીખવાની હરેક માણસને ફરજછે. પણ હજરત જરથોસ્તે એ વિદ્યા બાહાલ રાખીને તે શીખવાનું કંઇ ફરમાન આપ્યુંછે કે નહીં એવો સવાલ એક ચુસ્ત જરથોસ્તી તરફથી તરતજ કરવામાં આવશે. તેને માટે, રોજે અવલથી આજ સુધીનાં વખતને ચાર મુદતમાં વેંહેંચી નાંખીને, તેઓ ઉપર થયલી યોગની અશર તપાશવી જરૂરનીછે.

૧ લી મુદત—રોજે અવલથી તે અશો જરથોસ્તે પોતાનો તરીકો ચાલુ કીધો ત્યાં સુધીની.

૨ જી મુદત—અશો જરથોસ્તના તરીકાનો આબાદી ભરેલો જમાનો (સીકંદર સુધી)

૩ જી મુદત—સીકંદરના દોરથી તે યઝદેજરદનાં મરણ સુધીની.

---

૨૪ "In my case, at least, my only teacher of the one truth—my Satgûrû, was the Lorrd."

૨૫ જામે કેખશરૂ વાંચો

૪ થી મુદત.—આપણે ઇરાન છોડયા પછીથી તે આજ સુધીની.

આપણે પેહેલી મુદત તરફ નેગાહ કરીએ. માણસની વસ્તી પેહેલ વેહેલી થયલી હતી. તેઓ સંખ્યામાં થોડાં હતાં; બલકે આંગલી ઉપર ગણાય તેટલાં હતાં. તેઓને આપણી માફક તરેહવાર જાતનાં ખાંણા પકાવવાની રીતતો ખબર નહીંજ હતી, પણ અનાજ વાવવા રોપવાનું બી જાણતા નહી હતા. તેઓને માટે કેહેછે કે પેહેરવાનાં વસ્ત્રબી નહી હતાં. ટુંકમાં, જે જે હુનરો આજેછે તેમાંનું કંઇ તેઓ જાણતાં નહી હતાં. તોપણ શું તેઓ ધરમ વગરનાં હતાં? એક સાધારણ જ્ઞાન વાલો આદમી વિચારશે કે જેને રાંધવા ખાવાનું ને પેહેરવા હોડવાનું નહી આવડે, તે વલી ઇશ્વર ભકતીની રીત શું જાંણે? તે શું જાંણેકે ફલાંણુ કાંમ કરશું તો પાપ લાગશે અને ફલાંણું બોલશું તો બે મલાહજા ભરેલું ગણાશે? પણ આપણા જમાનાનો ચુનંદા ધર્માભ્યાસી પ્રોફેસર મેકસમુલર શું કહેછે?

"It (religion) is, if not as old as the world, at least as old as the world we know. As soon almost as we know anything of the thoughts and feelings of man, we find him in possession of religion, or rather possessed by religion."

એમ કેમ થયું હશે? જેને દુનિયાંદારીની સાધારણ વાતોનું બી જ્ઞાન નહી, અને જે કંદમૂલ ખાઇને દાહાડા કાહાડે તેણે ખોદાને કેમ પોછાંણ્યો હશે? ચાલો ત્યારે આપણે તે વખતનાં માણસોની વખત ગાલવાની રીતને જીંદગી ગુજારવાની આપણી રીત સાથે સરખાવીએ! આપણને ઘરબારછે; તેઓ માત્ર જંગલમાં છુટાં છવાયાં વસતાં હતાં. આપણે ગીચ વસ્તીમાં રહીએ છીએ; તેઓને વસવાને ગામ શેહેરો નહીં હતાં, પણ જંગલ ને પાહાડોની વચમાં કેયેથી આવી પડેલાં મુસાફર જેવાં હતાં. આપણે દુનિયાંની તરેહવાર ખટપટોથી દાહાડો પસાર કરીએ છીએ અને પોતાનું કાંમ નહી હોય તોપણ આસપાસનાં લોકોની હજારો તરેહની હીલચાલથી આખો દાહાડો આપણું ધ્યાંન રોકાયલું રેહેશે. તેઓતો દાહાડામાં એકવેર કંઇ ફળ યા ભાજીપાલો ખાય અને એવું ખાવાનું કંઈ શોધવા જવું નહી પડે, માટે આખો દીવસ પરવારતાં રેહેવાં જોઇએ. વળી આપણી માફક તેઓને આશા કે નીરાશા નહીં હોય, કેમકે દુનિયાંદારીના તરેહવાર સુખ મેલવવાને આપણને આશા થાયછે, અને તે નથી મલતાં તો નિરાશ થઇએ છીએ. તેવાં સુખ મેલવવાને તેઓને કંઇ ખ્યાલ નહીં, ત્યારે ઉમેદી ને નાઉમેદી હોયજ શાની? દુનિયાંદારીની તરેહવાર ભય અને જંજાલો આપણને વલગેલી હોવાથી આપણું મન હંમેશાં ચીંતાતુર રહેછે, ને તેને લીધે તરેહવાર પાપ કરીએ છીએ. એમાંનું તેઓને કંઇજ નહી હોય.

એ પ્રમાણે આપણે જોયું કે દુનિયાંદારીની જંજાલ લાગેલી નહી તેથી તેઓને પુરતી ફુરસદ હતી. તેઓને ભય, ચીંતા, ને આશા, નિરાશા કંઇજ નહી હતાં. એટલા માટે તેઓ નિરીચ્છ હતાં. જુઠું સાચું કરવાનું નહી તેથી તેઓ ઘણાંજ પવિત્ર હતાં. રેહેવાને ઘેર કે વસવાને ગામ નહી તેથી તેઓ જંગલમાં મુસાફર જેવાં પડેલાં હતાં. ત્યારે તેઓમાંના હરેકાઇને સ્વભાવીક રીતેજ ખ્યાલ આવે કે હું કયાંથી આવ્યો, કયાં જવાનો, અને માહરૂં હવે પછી શું થશે? આ પૃથ્વી, ચાંદ, સુરજ, અને તારાઓનો બનાવનાર કોણછે? એવા

ખ્યાલમાં તે ગુંથાઇ જાય તેમાં કંઇ નવાઇ નહી. એમ વિચાર કરતાં કરતાં તે સ્વભાવીક રીતે અનુમાન કરી શકે કે એ બધાંનો અને મારો કોઈ બનાવનાર છે. જ્યારે તેણે પોતાના બનાવનારની હસ્તીની જરૂર જોઈ ત્યારે તેને મલવાની ઇચ્છા થયા વગર રહે નહીં. અને પોતે બીલકુલ પરવારતો તેથી આખો વખત તેમાંજ ધકદ્યાંન રહે તે બનવા જોગછે. અને જ્યારે ખોદામાં ધ્યાંન રોકાયું ત્યારે ખોદા તેને નજર આવેજ. અને જ્યારે ખોદા નજર આવે ત્યારે તેની કુદરતનું તેને જ્ઞાન થાય. એટલે તે પોતે વગર ભણે ને વગર ચોપડીએ ગ્નાની થઇ જાયછે. અને એ જ્ઞાન તે યોગ વિદ્યા.

માણસ માણસના સ્વભાવમાં ઘણોજ ફેર રહેછે, તેથી એવા ખ્યાલ તે વખતનાં બધાં આદમીઓ કરે નહી. પણ તેઓની હાલત જેમ આપણે ઉપર તપાસી તેમ યોગવિદ્યા સંપાદન કરવાને તદન લાયકની હતી, અને માણસ જાત સ્વભાવે શોધક બુદ્ધીવાલુંછે તેથી કોઇએકે તો જરૂર એમ કીધુંજ હોવું જોઇએ. હવે જે માણસ એવો ગ્નાની થાય તે પોતાની આસ પાસનાઓને તેઓથી લેવાએ એટલું ગ્નાન આપ્યા વગર રેહે નહી ત્યારે એવા માણસે, ખોદાની હસ્તી, તેની ભકતી કરવાની રીત વિગેરે જે કંઇ પોતાની નજરમાં આવ્યું તેમ આસપાસનાંઓને બતાવ્યું હોવું જોઇએ. અને એ ઉપર ટપકેનું જ્ઞાન તે તે વખતનો ઝાહેર તરીકો થયો.

પણ કોઇ કેહેશે કે એતો બધું આપણે આપણી અટકલથી વિચારીએ છીએ, અને એમ ખરેખર થયું હતું કે નહી તે કોણ જાણેછે? હવે ત્યારે આપણે તવારીખને તપાશી જોઇએ. તેમાંથી માલમ પડેછે કે કુહલે પેદાઇશનો બાપ ગઇઓ માં રદ યોગી હતો! તે પોતાના વખતમએકલોજ હતો માટે તેને ગુરૂ નહી હતો. તે યોગી હતો એ વાત તેણે પાહાડ ઉપર કાપેલી બંદગીથી, તેણે કાપેલા મોજેજાઓથી, ચરંદા પરંદા સાથે વાત કરી જાણવાની તેની શક્તાથી, અને પેગંબર એટલે ખોદા સાથે વેહેવાર રાખનાર આદમી તરીકે તેની જે ઓલખાંણ તવારીખ આપણને કરાવેછે તે ઉપરથી, સિદ્ધ થાયછે.

એજ પ્રમાણે તેના વારેશો, શ્યામક, હોશંગ, જમશેદ, ફરેદુન, કેખશરૂ વિગેરે બધા પાદશાહી ઉપર આવ્યા અગાઉ યોગી થયલા હતા, અને પોતાનાં મુલુકની સરદારી કરવા સાથે પેગંબરી ચલાવતા હતા. "નામે શત વખશુરે જમશેદ," "નાંમે શત વખશુરે ફરેદુન," એવાં એવાં મથાલાં હેઠલ, અશો જરથોસ્તની આગલ પેગંબરી કરી ગયલા બાર શખશોનાં લંબાણ હેવાલ દસાતીરમાં આવેલા છે. હવે જે જાહેર તરીકો ગઇઓમરદે અગ્નાન આમ લોકોને માટે ચલાવ્યો, અને જેને અશો જરથોસ્ત "પોરીઓદકેશી દીન"ને નામે આપણને ઓલખાવેછે, તેમાં એ નાગવરોએ સુધારા તથા વધારા કરવાના ચાલુ રાખ્યા હતા. તેઓ એટલાથીજ ધરાતા નહી હતા. પણ જેઓ ખોદાની મારફતને પોંહોંચવાને ખરેખરા લાયક હોય, તેઓને તેઓ યોગ શીખવતા હતા એવું પણ કેટલાક દશારાઓ ઉપરથી ધારવાને બની આવેછે.

એ પ્રમાણે આપણે પેહેલી મુદતની ટુંક તપાશ લેતાં જોયુંછે કે માણસની શરૂઆતની હાલત ખુદરતી રીતેજ યોગ શીખવાને લાયકની હતી. અને જેઓ તેમાં પ્રવિણ થતા હતા તેઓ પોતાના અગ્નાન ભાઇ બંધોને તે વિદ્યાનું સેહેજ

આજ જ્ઞાન "દીન" યા ધરમના નામથી આપતા હતા.

હવે આગલ ચાલીને આપણે અશો જરથોસ્તના જમાના ઉપર આવીએ. તેવણે કેવી કેલવણી લીધી હતી? શું આપણી માફક તેવણ સ્કુલ અને કોલેજમાં અભ્યાસ કરવા ગયા હતા? નહી. તેવણનો ઉસ્તાદ કોણ હતો? કોઇ નહી,—કદાચ હોય તો આપણને ખબર નથી. ત્યારે જે વખત આપણા જુવાનો સ્કુલ અને કોલેજને અર્પણ કરેછે તેનો તેવણે કેવો ઉપયોગ કીધો હતો તે કંઇ માલમ પડેછે? હા, તેવણ "ગોફ્રેનશીન" થયા હતા, અથવા હિંદુઓ કહેછે તેમ વનવાસ કીધો હતો! અને ગુફાઓ શું કામમાં વપરાયછે? ખોદાનું ધ્યાન ધરીને તેને મલવાને તથા તેની કુદરતનું જ્ઞાન હાંસલ કરવાને—બીજી રીતે બોલીએ તો યોગ વિદ્યા શીખવાને.

એ પ્રમાણે આપણે જોયુંછે કે પેગંબર સાહેબ પણ એક યોગી હતા, અને પોતાનાં કામ ઉપરથી જણાયછે કે સંપુર્ણ યોગી હતા. હવે તેવણે ચલાવેલા તરીકા તરફ નેગાહ પોહોંચાડીએ. આટલું તો આપણે ચોકસ રીતે જાણીએ છીએ કે, "પોરીઓ દકેશી તરીકા"ને તેવણે ધિક્કાર્યો નથી, પણ બલકે વખાણ્યોછે. અને તેને તેવણે રદ કીધો નથી, પણ સુધારી વધારીને સંપુર્ણ કીધોછે. વલી આપણે આગલ જોયુંછે કે પોરીઓ દકેશી દીન તે આગલા નામવરોએ યોગના અનુભવ ઉપરથી ફેલાવેલું ખોદા વિશેનું સાધારણ જ્ઞાન હતું, ત્યારે એ ઉપરથી એમ અટકલ કરી શકાયછે કે એ દીનને સંપૂર્ણ હાલત ઉપર લાવવાને માટે અશો જરથોસ્તે એવી રીતની ગોઠવણ કીધી હશે કે આમ લોકોને યોગના ઉમેદવાર બનાવીને તેને લગતું શરૂઆતનું જ્ઞાન (preliminary education) આપવું અને તેઓમાંથી જે તઇઆર થાય તેને યોગ શીખવવો.

અલબત આ એક માત્ર અનુમાનછે, અને તે સીલસીલાબંધ પેદા થતા વિચારોનું પરીણામછે. એ ખરૂંછે કે ખોટું તે તપાસવાને, માઠાં ભાયગે પેગંબર શાહેબનાં પુરતાં બખાંણો રહ્યાં નથી. જો હતે તો હમારી ખાતરીછે કે જેમ હીંદુ અને બુધ લોકોના પુસ્તકોમાં યોગનું સવિસ્તર બયાંન કરવામાં આવેલુંછે તેમ આપણે તેમાંથી જોઇ શકતે. તોપણ જે બાકી રહેલાંછે તેમાંથી શું સાર નીકલેછે તે આપણે તપાસીએ.

યોગ વિદ્યા શીખનારને કેટલાંક વરસો સુધી કોશેશ કરીને સંપૂર્ણ પવિત્રાઇ મેલવવી પડેછે, કેમકે તે વગર ખોદા સાથે મેલાપ (યોગ) થઇ શકતો નથી. હવે મન ઘણું ચંચલછે તેથી તેને ખરાબ વિચાર આવ્યા વગર રેહેતો નથી, અને ખરાબ વિચારથી પવિત્રાઇને ઝાંખ લાગેછે, માટે ઉમેદવારને રાત દાહાડો ખોદાની યાદમાં મશગુલ રેહેવાને ફરમાવવામાં આવેછે. યોગની શરૂઆતની કેલવણી તેટલા માટે બે ચીજની બનેલીછે:—પેહેલી, સંપૂર્ણ પવિત્રાઇ. બીજી, ખોદાંની ચાલુ યાદ. હવે એ બે ચીજો હજરત સાહેબે આમ લોકોને ફરમાવીછે કે નહી તે તપાસીએ.

ચોપડી ઉઘાડતાંજ "અશેમ"ના ખુશનુમાં કલાંમ નીકલી આવેછે! એક યોગી આગલ એક અંણજાણો ઉમેદવાર આવે, ને તેને પવિત્રાઇનો તે સઉથી પેહેલો બોધ કરે, તેમજ એ કલાંમ સઉથી પેહેલાં મુકીને એવણેબી કીધુંછે.

"Purity is the best good. Happiness, happiness is to him—to the best pure in purity".
(Spiegel)

પ્યારા વાંચનાર "સુખ" શબ્દને બજે

વાર જાપ કરીને તેની જે મોટાઇ પેગંબર સાહેબે બેદમાં બતાવીછે તેનો તુંને કંઇ ખ્યલ આવેછે? પવિત્રાઇ હાંસલ કીધાથી ખોદા સાથે મેલાપ (યોગ) કરી શકાયછે અને આપણે માણસની પંકતીથી ઊંચે ચહડીને ફરેસ્તાઓની હારમાં મુકાઇએ છીએ, જીવતાં જીવત ચાહીએતો બેહેસ્તમાં જઇને મજાહ કરીએ છીએ, યા પ્રથ્વીના મુલુકોની સેહેલગાહે નિકલીએ છીએ, ને ગમે તે ચોજ કરી શકીએ છીએ—તેવી હાલતનું સુખ તે કેવું હશે! તેનું કંઇ વર્ણન થાય નહી, અને તે સુખનો એ ભેદ ભર્યો ઇસારોછે!

હવે, એવી પવિત્રાઇ હાંસલ કરવાને સારૂં ખોદાની યાદમાં મનને રાત દાહાડો રોકી મુકવું જોઇએ, એવો હોકમ પેગંબર સાહેબે આપ્યોછે કે નહી તે તપાસીએ.

હોરમજદ યસ્તમાં અશો જરથોસ્ત પુછેછે કેઃ—"અએ દાદાર અહુરમજદ! માન્ઠ્ર સ્પંતનો કીયો ભાગ હાડમંદ દુનિયાંમાં મનને ઘણોજ પોંહોંચનારો અને જીવ (આતમા) ને ઘણોજ પાક કરનારોછે?" ત્યારે દાદાર અહુરમજદ પોતાનાં નામ બતાવેછે, અને કેહેછેકે તેઓને રાત દાહાડો મનમાં યાદ કર અને મોઢેથી ભણ.[26]

. . . .

એ પ્રમાણે એ નામદારે કુલે આલમને યોગની એટલી શરૂઆતની કેલવણી આપીછે. પણ એ ઉપરથી સવાલ ઉઠેછે કે જ્યારે કુલે આલમને યોગની ઉમેદવારીપર મુંકવામાં આવી ત્યારે તો ગુરૂ વર્ગને (મોબેદી ટોલાંને) યોગીઓનો જ બનાવ્યો હશે. એમ હોવુંજ જોઇએ, અને જો આપણાં પુસ્તકો અટવાઇ નહી ગયાં હતે તો એ વાત રોશન રોજની માફક આશકારા હતે. તો પણ આપણને બાકી રહેલાં લખાંણો ને ખોજી જોવાં ઘટેછે

પવિત્ર મન[27], સાચું વચન[28], દાનાઈ ભરેલાં કામ[29], તનની ચોખાઇ[30], પુખ્ત ઇશ્વરગ્યાન[31], મીનો જેહાંન તરફ નેગાહ રાખવી[32]; (એટલે કે હું આ દુનિયામા માત્ર બે ચાર દાહાડાનો મુશાફર છેઉં, મારે એની મોજમજાહને જંજાલ સાથે કંઇ લાગતું વલગતું નથી, મા એ બાપ, બચ્ચાં છોકરાં, ને ધન માલ કંઈ ચાહારમની બામદાદે મદદ કરી શકનાર નથી, અને મરણ પછી મારા પેદા કરનારની જનાબમાં સરફરાજી પાંમું તોજ હું શુખી થઇશ, એમ સમજવું;) અને એમ સમજીને યઝદાંની યાદ એક પલખી નહીં ચુકવી[33]; એટલે કે રાત દાહાડે જપ કરવો; તથા તેનીજ બંદગીમાં આખી જીંદગી રોકવી[34]—એવું મોબેદને ફરમાવવામાં આવ્યુંછે. *The Theosophist*, જાંમે કેખશરૂ, હોરમજદ યસ્ત, અને દશાતીર ધ્યાંનથી વાંચી જોતાં, હમુને એમ લાગેછે કે આટલા નિયમો પાલનાર એક મોબેદ આપોઆપ છેલા વર્ગનો યોગી થઇ રેહેવા જોઇએ, કેમકે એ બધાં યોગનાં ફરમાંનોછે.

એટલું છતાં પણ ઘણાક જરથોસ્તીઓ એ વાત માનસે નહી, અને કેહેશે કે એ તો સઘલી અટકલછે. અને એ ઉપરથી પેગંબર સાહેબે યોગ શીખવાને ફરમાવેલુ

---

[26] એરવદ કાવશજી એદલજી કાંગાનો ખોરદેહ અવસ્તાનો તરજુમો જુવો. હોરમજદ યસ્ત યોગની ખુબીઓનું વરણન કરેછે. પણ તેની મનમાનતી શરે હુ કોઇ યોગી વગર બીજાથી થઇશકે એવું લાગતું નથી.

[27] "પાક મનશાને," [28] "રાસ્ત ગવશાને," [29] "ખેરદી કોનશાને," [30] "યોજદાથર તન," [31] "નરમ નશાક," [32] "મીનો વીનશાને," [33] "યઝદાંન મનીદાર," [34] "નાબેર જીવાંમ."

(એરવદ અસ્પંદીઆરજી ફરામજી રબાડી વાલી "યજશને બા માએની," પાંનું ૩૩૭.)

છે એવું માલમ પડતું નથી. તેઓની વધારે ખાતરી કરવાને માટે પેગંબર શાહેબે ભેદમાં કહેલી એક જાણીતી વાત અને દબેસ્તાંન કેતાબમાં તે વીશેનો કીધેલો ખોલાશો અતરે તાંકી બતાવવાની જરૂર જણાયછે. અશો! જરથોસ્તે એ વાત કીઆં ગુથકમાં ખોલાશે વાર જણાવેલીછે તે હમુને ખબર નથી, પણ "અહુનવદ ગાથા"ના [૩૫]"અદના વક્ષીયા" નામના હામાં એનું ટુંક પણ રસીલું વર્ણન સચવાઇ રહેલું છે.

રમ્ઝ યાને ભેદ.

"દુનીઆમાં બે કારીગરછે. તે મધે પેહેલો હોરમજદ અને બીજો અહેરેમન. અને કેહેછે જે ખોદાએ ફેકર કીધી કે રખેને મારી સાંમે કોઇ બીજો પેદા થાએ, અને તે મારી સાથે દોશમેનાઇ કરે. તેવારે ખોદાની ફેકરમાંથી અહેરેમન પેદા થાએઓ. અને વલી કોઇ જગો લખેલું છે જે ખોદા પોતે એકલો હતો, તેથી કરીને તેને બીક લાગો, તેવારે ખોદાએ ફેકર કીધી. તે ફેકરમાંથી અહેરેમન પેદા થાએઓ. અને લખેછે કે અહેરેમન આએ દુનીઆમાં હતો તેણે એક શુરાખમાંથી જોયું કે ખોદાતાલા ઘણીએક અજમત તથા બુજરેગી તથા દબદબો રાખેછે. તે જોઇને અદેખો પડયો. અને ખરાબી તથા ફેશાદ કરવા લાગો. તારે ખોદાએ ફરેશતા પેદા કરીને એક લશકર તઇઆર કીધું, અને તે લશકરથી અહેરેમનને શેકશત પોંહોંચી નહી. તેવારે અહેરેમન સાથે એક શરતથી શુલેહ કીધી જે કેટલાંએક વરશની મુદત સુધી દુનીઆમાં રેહે. પછી જેવારે અહેરેમનની મુદત પુરી થાએ, તેવારે અહેરેમન આએ જેહાંનથી નાબુદ થાએ, અને તમામ આલમ નેકી તથા ખુબી ભરેલી થાએ, અને બદ કાંમ આલમમાંથી ઉઠી જાએ."

"એ વાતના ભેદનો ખુલાશો."

"દુનીઆં" તે ઇનશાંનનુ બદન. "હોરમજદ" તે ઇનશાંનનું નેક કામ કરનાર રવાન. "અહેરેમન"તે ઇનશાંનની ભુંડી તબીએત. "ફેકર"તે ઇનશાંનની બુરી ખશલતો "અહેરેમનની ખરાબી તથા ફેશાદ" તે ઇનશાંનની ભુંડી તબીએતનુ રવાંન ઉપરનું જોર. ભુંડી તબીએત એમ કેહેચ્ય કે રવાંનને પોતાના હોકમમાં રાખે. "ખોદાએ ફરેશતાઓનું લશકર પેદા કીધુ" તે રવાંને પોતીકી નેક ખશલતોથી તથા રીઆજત (યોગ)ના જોરથી તબીએતનાં ભુંડાં લશકરને પોતીકા હોકમમાં રાખી કેદ કીધું. "ખોદાએ અહેરેમન સાથે શુલેહ કીધી" યાને ભુંડી તથા ખરાબ ખશલતો એકદમ ઇનસાનથી દુર નહી થાએ, માટે તે ખશલતોને ધીમે ધીમે શમાંધાન લાવી મુકી. "કેટલીએક મુદત લગીન અહેરેમન આએ દુનીઆંમાં રેહેશે"ઇઆને ઇનશાંનની તબીએતની ભુંડી ખાશીએત હમેશાં રેહેતી નથી પણ ખશુશન જાંહાં સુધી નાદાન બચ્ચુંછે તાંહાં સુધી તે ભુંડી ખશલતો તેનાં બદનમાં રેહેછે પછે અગર તે ઇનશાંનનું રવાંન જોરાવર પડેતો તે રવાંનના નેકીના જોરથી બુરી ખશલતો દુર થાએ. અને બાજેનાં બદનમાં તે બદ ખશલતો હંમેશાં રેહેછે, ને જાંહાં સુધી મરે નહી તાંહાં સુધી જાતી નથી. "અહેરેમનની મુદત પુરી થએઆ પછી અહેરેમન દુર

૩૫ એ હામાં, યોગ કાંય શીખવો, અને જરૂર શીજવોજ જોઈએ, તે જણાવેલુંછે. પણ વાત બધી ભેદમાંછે, અને સાધારણ વાંચનારને તો તેનો ખ્યાલ-બી નહી આવે એવા પડદામાં ઢાંકેલીછે. એવી બારીક બાબદોમાં હમારા જેવાઓથી હાથ ધલાય નહીં, માટે અતરે જરા ઇસારો કરીનેજ સંતોષ પકડીએ છીએ.

થાશે. આલમ નેકી ભરેલી થાશે, ને આલમમાંથી બદ કાંમ ઉડી જાશે" એહેનો ખોલાશો એછે જે એકતો એકે જે શખ્શોએ રીઆજત અને તપના જોરથી પોતાના નફસને એવો મારેઓચ કે તે લોકો ગોએઆ જીવતા મુએલા બરાબર છે. અને તેઓએ પોતીકાં રવાંનની ખુશીથી જીવતાં જીવત મોત[૩૬] અખતીઆર કીધેલું છે. બીજું તો એકે મોત હરેક ઇનશાનની પછવાડે લાગેલું છે. પણ જેવારે એ બે મોતમાંથી એક મોતે ઇનશાંન મરે અને જો તેનું રવાન કામેલ[૩૭] અને નેકી ભરેલું હોય તો આએ જેહાંનથી આજાદ થઇને (પાછો અવતાર નહીં પાંમતાં?)અમનો અમાંનથી રેહે."

હવે મોબેદ લોકોને પેગંબર શાહેબ ખરેખર યોગી બનાવતા હતાજ કે નહીં તે તપાસીએઃ—

એક ગ્રંથકાર (હમે તેનું નાંમ વીશરી ગયા છીએ) કહેછે કે "જરથોસ્તી ધર્મગુરૂઓને બલ્ખ શેહેરની આસપાશના ગુફાઓમાં અને છુપાં મકાનોમાં યોગ વિદ્યા શીખવવામાં આવતા હતી. (સ૦ સ૦ ૧૮૭૯ નાં અકટોબરનું ધી થીઓસોફીસ્ત વાંચો) વળી સર વીલીઅમ જોન્સે રોયલ એશીઆટીક સોસાઇટી આગલ કીધેલાં એક ભાંષણમાં કહ્યું છે કે, "આગલા વખતના જરથોસ્તી ધરમગુરૂઓ ખુદરતની અજાયબ જેવી શકતીઓ (હિંદુઓ જેને "સીદ્ધી" કહેછે તે) વાપરી જાણતા હતા, અને તેથી તેઓ જાદુગર તરીકે પ્રખ્યાત હતા! (દશાતીરની પ્રસ્તાવના જુવો.) જયારે શીકંદરે ઇરાંન જીતી લીધું ત્યારે તેઓ અજાયબ થઇને બોલ્યો કે આ લોકો બી કેવાછે! જાંણે શરીરતો એ લોકોને મનથી પેહેરવા કાહાડવાનો જામોજ લાગેછે!!! (દશાતીર, નામે સાવખશુરે જરથોસ્ત વાલું પ્રકરણ વાંચો.)

આ ઉપરથી વાંચનારની ખાતી થશે કે પોરીઓદકેશી દીનને સંપુર્ણ પાયા ઉપર મુકતાં પેગંબર સાહેબે માણસ માત્રને યોગ વિદ્યાનાં ઉમેદવાર બનાવ્યાં હતાં, અને મોબેદી ટોલો યોગીઓનોજ બનાવેલો હતો.

હવે આપણે બીજી મુદત ઉપર જરા નેગાહ દોડાવીએ. શીકંદર પછી આપણું રાજ લાંબો વખત શુધી ખલભલતી હાલતમાં રહ્યું હતું, તેથી ધરમ ઉપરથી લોકોનું ઇમાંન, અગ્નાનપણાંને લીધે, ઉઠી ગયું હતું, ઘણાક નવા મહજબો ઉભા થયા હતા, અને મજદીયસની દીનની અવદશા થઇ ગઇ હતી. તેને પાછી કોણે તાજી કીધી? આરદાય વીરાફ અને આદરબાદ મારેસપંદ જેવા યોગીઓએ! છેલો નામવર સંપુર્ણ યોગી હોવો જોઇએ, કેમકે નવ મણ કાંસાંનો રસ છાતી ઉપર રેડવા જેવો મોજેજો "રાજયોગી" હોયા વગર કોઇથી થઇ શકે તેવો નથી. હવે યોગી હોય ત્યાં ચેલા હોયજ, અને તે ચેલાઓ પોતાના દોરમાં બીજા ચેલા કર્યા કરેછે. તેથી, એ ત્રીજી મુદતમાં પણ આપણામાં યોગ ચાલુજ રહેલો નજર આવે છે. અને એ અનુમાનને આ વાત ટેકો આપેછે કે ખુશરો પરવેજનાં વખતમાં "સાસાનેપંજોમ" નામનો એક જાણીતો યોગી માજદીઅશની દીનની પેશવાઇ કરી ગયેછે (દસાતીર જુવો.) એવા એવાતો હજારો હજાર નર આપણામાં થઇ ગયલા સમજાયછે. ફકત એસ્તાબ કેતાબમાંજ આશરે પચાશ જરથોસ્તી "મહાત્માઓ" નાં નાંમ જણાયછે.

---

૩૬ મોતથી પાપ થતાં અટકેછે તથા બેહેસ્તમાં જવાએછે, અને તેવી હાલત જીવતાં જીવત હોયછે, તે વીશેની આ એક માત્ર ઊપમાંછે.

૩૭ "કામેલ" એ વિશેષણ માત્ર યોગીઓનેજ લાગુ પડેછે, માટે એ શબ્દ વાપરીને યોગનો ઇશારો કીધેલોછે.

આગળ ચાલીને આપણે ચોથી મુદત ઉપર આવીએ. એમાં આપણો જમાનો આવી જાયછે, તેથી એ વીશેનો હેવાલ જો લખવા માંડીએ તો હમારા જેવા નાકેશ શક્તિવાલાઓથી લાંબું પીંજણ કરી શકે. પણ આપણે ટુંકમાંજ પતાવીશું. ઇરાન ખોઇ દીધા પછી આપણે હિંદુસ્થાનમાં આવી વસ્યા ત્યારથી આપણા ધર્મ જ્ઞાનનો સુરજ અસ્ત પામ્યો; અને "એન્કવીટીલ ડુ પેરો"એ યુરોપમાં જરથોસ્તી ફીલસુફીનો ડંકો વગાડયો તે વખતે તો મધરાત થયલી હતી. હજુરબી બામદાદ થઇ હોય એવું હમુને લાગતું નથી. પેગંબર સાહેબની કંઇબી ફીલસુફી આપણે સમજતા નથી. હજુરતો "રૂવાન" અને "ફરોહર" વચેનો ફેરબી કોઇથી મનમાનતી રીતે સમજાવી શકાતો નથી. વખણાયલી "યથા અહુવઇરિયો"નો તરજુમો વાંચતાં એક આવેછે. "તુ આઓ અહુરહે મજદાઓ પુત્ર" જેટલા બેચાર બોલનો અર્થ કરવામાંબી તરેહવાર ચુંથણાં પડેછે. અને યુરોપિયન વિચાર વાલો એક અભ્યાસી અવસ્તાનો તરજુમો વાંચીને પોતાના જ્ઞાનો નેઆગાનો, કે જેઓની પેંજાર બરોબર પણ, આપણા શઘલા કેહવાતા સુજ્ઞાગ શાથે આપણે આવી શકતા નથી, તેઓને "સુકી રોટલી ખાનારા ભરવાડો" ગણવાની નાદાની કરેછે. એ પ્રમાણે આપણી આગલ ને પાછલ, જમણી તરફ ને ડાબી ગમ જેટલાંબી આદમીઓ જણાયછે, તે બધાં ધર્માજ્ઞાની ને થોડા યા ઘણા બેઇમાનછે. હવે વાંચનાર કેહેશે કે એ હાલત ઠીકછે. આજેતો આપણા જરથોસ્તી ફરમાંનોમાંથી *scientific reasons* મેળવી શકીએ છીએ, અને તેને સાથે દીન ઉપર જરાબી ઇમાન આવેછે. સોલમી અને સત્તરમી સદીમાં તો આપણા પુરાજ હાલ હવાલ હતા. નહી! પ્યારા વાંચનાર નહી! આ નીચેનો ફકરો વાંચી જો, અને તુને માલમ પડશે કે મધરાતને સમે કોઇ એક તેજસ્વી તારો ચમકીને ખોદાઇ રાહામાં ભુલા પડેલા એક શેહેનશાહ-મુસાફરને રસ્તો બતાવી ગયોછે!

We know on the authority of the author of the 'Dabistan' that Akbar the Great, the celebrated Mogul Emperor of India, was a great inquirer of religious truths. He had assembled in his court learned men of all the different faiths—Mahomedans of all sects, Hindus, Jews, Christians, and Zoroastrians. There were frequent public discussions between these doctors, each striving to uphold the superiority of his own faith. And as the result of all these discussions and researches, he formed a new religious sect, called 'Ilahi,' ntroduced a new era, called 'Ilahi'; and says Anthony Troyer in his synopsis of the Dabistan, *the months were regulated according to the mode of Iran, and fourteen festivals established in accordance with those of Zoroaster's religion. It was to this Persian Creed that he gave the preference, having been instructed in its sacred tenets and practices by a learned fireworshipper, who had joined him, and from books which were sent to him from Persia and Kirman. He received the sacred fire, and committed it to the care of Abdulfazil, his confidential minister: the holy flames of Zardusht blazed again on the alters of Aria,* and after a separation of many centuries, Persians and Indians were united in a common worship."

(A passage quoted at page 118 of the *Theosophist.* Feb. 1880.)

અકબર જેવા વિદ્વાન શેહેનશાહને જરથોસ્તી બનાવવો, અને તેબી વલી આલમના કુલે ધરમોના હીમાએતીઓને માહાત કરીને, એ જેવી તેવી ફત્તેહ નહી ગણાય! એવું માહભારત કામ કોણથી થયું હશે? આપણા ધરમની ખુબીઓ કોણે સમજાવી હશે? ફીકો, હમણા જેવો, ને નાસીપાસ ભરેલો અવસ્તાનો તરજુમો જેવા આજે આપણને લાગેછે તેવોજ શું અકબરને મળ્યો હશે? એમ હોય નહી. અને એમ ખરેખર નહીજ હતું, તે જયારે

આપણે હજરત આજર કેવાંનને એના વખતમાં હિંદુસ્થાંન આવેલો સાંભલીએ છીએ ત્યારે માલમ પડી આવેછે. એ નામવર પોતાના વખતનાં યોગીઓમાં મોટો મરતબો ધરાવતો હતો. તે ગોસ્તાસ્પ પાદશાહની ઓલાદમાં અગીઆરમો વંશજ હતો; તથા અશો જરથોસ્તની પેહેડીથી ઉતરેલા મોબેદ "શરોશ બીન કેવાંન બીન કામગાર" ને જામાસ્પ હકીમનાં ખાંનદાનવાલા મોબેદ "હોશ" જેવા નરો તેનાં શાગરેદ હતા. છેલાને તો કાશમીર શેહેરમાં તપ કરતો દબેસ્તાંનનાં બનાવનાર જોયો હતો!

હવે આ ઉપરથી માલમ પડેછે કે આપણા ધરમનો પાયો યોગછે—બલકે આપણો જરથોસ્તી ધરમ તે યોગ વિદ્યાજછે, અને જ્યાં સુધી આપેદી ટોલામાં યોગી પેદા થયા કરેછે ત્યાં સુધી જરથોસ્તી ધરમ દુન્યામાં ગાજવીજ કરતો રહેછે પણ જમાનાનાં દોરથી આપણા યોગીઓ આપણ સંસારી લોકોને છોડી દઈને અગોચર [૩૮] જંગલોમાં જઈને રહેછે, ત્યારે હમણાના જેવી હાલતમાં આપણે આવી પડીએ છીએ. એજ પ્રમાણે દુન્યાના બીજા બધા ધરમોનું બી-સમજવું. ખોદાની શોધમાં ફરનારા દશ હજાર અશો નરોનાં જેટલી જાનફેશાંની કરનારી પેલી અજબ સીતારાંની બેલવેટસ્કીએ ઋષીઓની હસ્તી જાહેર કીધી, ત્યાં સુધી વેદ અને બુધ ધરમ તરફ તેના પોતાનાં લોકો બી અવિશ્વાસુ થઈ ગયા હતા. આજે તે મામલો ફેરાઈ ગયેછે! ખોદા કરેને આપણે માટે બી એવો શુભ દાહાડો આપણી હઈઆતીમાં આવે!

હમારી તરફથી યોગની સુઆઈ વીશે આટલાં બધાં મુસ્તકીમ કારણો બતાવવામાં આવ્યાંછે, તોપણ એવાબી ડાહ્યા (?) જરથોસ્તીઓ નીકળી આવશે કે જેઓ હમુને આડે રસ્તે ઉતરી પડેલા એક જનુની જુવાંન તરીકે ગણવાને ચુકશે નહી. હમે એવા સાહેબો આગલ ઘણીજ નમનતાઈથી બીજી થોડી એક દલીલો જે હમે જાણીએ છીએ તે રજુ કરીએ છીએ.

આજના વખતના જે જરથોસ્તીઓ એમ કેહેતા હોય કે ખોદાને જોવાનો અને તેની સાથે વાત કરવાનો માણસ જાતને હક નથી તેઓએ ધરમ પુસ્તકોમાંના નીચલા દાખલા વાંચવા:—

૧. ઈજશનીની ક્રીયા કરતી વખતે શરૂઆતમાં યોજદાથ્રગર મોબેદ ખોદાના ૧૦૧ નાંમ યાદ કરેછે, તેમાં "હમહ અઈઆફહ" એવું એક નાંમ આવેછે તેનો અર્થ એવોછે કે "અએ ખોદા, તું તમામ છુપી ચીજનું પાંમેછે અને જે કોઈ તુંને મલવાની ખાહેશ કરે તે પોતાની મુરાદે પોંહોંચે છે!

(ગુજરાતી યજશને બા માયની પાંનું ૩૩૮.)

"અષ વહિસ્ત અષ સ્રએશત દરેસામ થ્વા પઈરી થ્વા જમ્યામ હમેમ્ થ્વા હુખ્મ"

"સઉથી સરસ અશોઈએ કરીને, સઉથી શોભઈતી અશોઈએ કરીને, (ઓ અહુરમઝદ!) તુંને હમો જોઈએ, તારી આસપાસ જઈએ, (?=તારી આગલ આવીએ), અને તારી હંમેશાની દોસ્તીને પોંહોંચીએ" (!)

(હોશબાંમની બંદગી—એરવદ કાવશાજીનો ખોરદેહ અવસ્તાનો તરજુમો, પાનું ૨૯–૩૦)

૨. "ઓ જમશેદ તું આદમીઓને કેહેજે કે આ આંખોથી ખોદાને ના જોતા બીજી આંખો (આત્માની આંખો) માંગજો"

(દસાતીર, નામે શતવખશુરે જમશેદ પાંનું ૧૯૫)

---

૩૮ યોગીઓનો સ્વભાવ એવો હોયછે કે પોતે ગુજરે તેની અગાઉ એકબી માણસને યોગ શીખવ્યા વગર રહે નહીં. અને આપણા નેઆગાંનો તો મહાચતુર હતા, માટે હમે માનીએ છીએ કે આજેબી ઈરાંનના પાહાડોમાં સદરાકસ્તી સાથના "મહાત્માઓ" હશેજ. પણ હિંદુસ્થાંનમાં એવો જાંનફેશાંની કરનાર પારસી કોણછે કે તેઓને શોધીને યુકતીથી આપણા સંબંધમાં લાવે?

૩. "ભુજે પેટ, વગર ઊંઘાવે, યજદાંની તરફ દીલ લગાડશો તો ઓનાશરી તનથી જુદા થાઇને આસ્માન તથા સીતારા, તથા ફરેશતાઓ તથા ખોદાને જોશો."

(દસાતીર, નાંમે સતવખશુરે મેહેઆબાદ, પાંનું ૮૯.)

૪. ઇજશણીનાં નવમાં હામાં બે શખશોની વાત આવેલીછે ત્યાં ગુજરાતી તરજુમો કરનાર મોબેદ અશપંદીઆરજી ફરાંમજી ખોલાશો કરેછે કે પેગંબર સાહેબે ભેદમાં એઓના યોગાભ્યાશનું વર્ણન કીધેલુંછે.

૫. હોરમજદ યસ્તમાં યોગનું મૂળમંત્ર અને તેથી હાંસલ થતી "સીદ્ધીઓ"નું વર્ણન કરવામાં આવેલુંછે, પણ હમારાથી તેની મનમાનતી શરેહ નહી થાએ એવુ ધારીને તે વીશેની વીગત પડતી મુકવી પડેછે.

૬. યોગના ચમત્કાર તથા મોટાઇ જાહેર કરનારી "જાંમે કેખશરૂ" નામની કેતાબ હજરત આજર કેવાંને મોબેદાને *address* કીધેલી છે, અને તેમાં તે કેહેછે કે મેં ઇરાંની દાનાવોની રીત પ્રમાણે યોગ શીખવા માંડયો. અસલ વાકય આ પ્રમાણેછે;—

પ્રથમ મેં પોતાના તનને સલુકના (યોગનાં) લેબાશથી પેહેલવી લોકોનો રવેશ પરમાણે શીંગાર આપયો. તે શલુકના મારગમાં ઘણીએક ચાલચલણછે, પણ એ મોબેદ લોકો તમે જાણજો કે તેમાંની થોડીએક જાહેરમાં લાંઉંચ. (પાંનુ ૫ મું.)

૭. દસાતીર કેતાબમાં પાને ૧૯૩ થી ૧૯૪ સુધીમાં સ્વર્ગવાસી દસ્તુર મુલ્લાં ફીરોજજી લખેછે કે યોગ અસલ આપણોછે. પણ પોતાની ભાષામાં તરજુમો કરી લઇને, તેને લગતાં આપણાં અસલ પુસ્તકોનો અરબ લોકોએ નાશ કીધોછે. વલી તેવણ લખેછે કે બાકી રહેલા અવસ્તાનો જે તરજુમો હાલ થાયછે તે માત્ર શબ્દાર્થછે, અને તેના અંદરના ભેદ તો યોગી હોય તેનેજ ખબર પડી શકેછે, તેટલા માટે તે સાહેબ જરથોસ્તીઓને તે એલમ શીખવાને એલતેમાસ કરેછે.

૮. "હખ મજદીયશનનામ" જે એક કાબેલ દસ્તુરજીની દેખરેખ હેઠલ ચાલતું વર્તમાન પત્રછે, તેની જુની ફાઇલ ખોલી જોતાં આપણને દર બીજે ત્રીજે અંકે યોગના ઇસારા મલશે. એટલુંજ નહી પણ તા. ૯ મી મે ૧૮૮૧ ના એ પત્રમાં દસ્તુર જમશેદજી શોરાબજી કુકાજીની કલમથી યોગ વિદ્યા ઉપર એક ખાશ આરટીકલ લખાયલી છે, અને તેનું મથાલું આ પ્રમાણે કરવામાં આવેલુંછે;—

"ઇલમે તશવુફ (યોગ) તો ખરી બંદગી બેહેસ્તનો અવેજછે."

આજનો આપણો ધરમ હાલ હવાલ છે, અને હવે પછી હોશેદર, તથા હોશેદરમાહ તેને જુદે જુદે વખતે સુધારશે; પણ સદાકાલ પાયદાર રહે એવો છેવટનો સુધારો તો કયાંમતને રોજે સાશીઓસ કરશે. તે વખતેબી ધરમ તરીકે યોગ વિદ્યાજ ચાલનાર છે તે હમે હમારી નાકેશ શકતી મુજબ અવસ્તાની શાહાદતથી બતાવીએ છીએ.

૯ (ક) ઇજશંનીના નવમાં હામાં જણાવેછે કે કેરશાસ્પ એક યોગી હતો. દીનનાં બીજાં દફતરો ઉપરથી માલમ પડેછે કે તે કયાંમતને રોજે પોતાના અસલ કાલબુદમાં પાછો સજીવન થશે. એ વાતને ફરવરદીન યસ્તનો ૧૯ મો કરદો ૩૯ આ પ્રમાણે ટેકો આપેછે:—

૩૯ અવસ્તા—અશઓનાંમ વંઘુહીશ સૂરાઓ સપેઅંતાઓ ફરવશાઇઓ ઇઅજમયદે. ઇઆઓ અવાંમ કેહરપેમ અયવીઆક્ષએઅ તે ઇઆંમ સામહે કેરેસાસપે ઇઅદ ગએસાઓશ ગદવરહે. નવચ નવએતેશાચ નવચ સત નવચહજંઘર નવસેસચ બએવાંન. (પાંનું ૧૨૯)

"અશોનાં, ભલાં, બાહાદુર, વૃદ્ધિ કરનારાં ફરોહરોને હમે આરાધીએ છીએ, કે જેઓ ગાવીઆંની ગુરજ રાખનારા કેરશાસ્પ સાંમીનાં ☞ આ કાલબુદને નવાંણું હજાર નવસો ને નવાંણું રીતે સંભાલેછે" ૪૦

(દસ્તુર એરચજી વાલી 'દશ યસ્ત બા માયની' પાંનું ૧૯૩ મું.)

હવે કયાંમતને વખતે ધરમ સુધારવાનો છે ત્યાં એક યોગી કેવી મદદ આવશે? લોકોમાં ધરમ તરીકે તે યોગ વિદ્યાજ ફેલાવવાની કોશેશ કરશે!– બીજી શું કરે!

(ખ) હમારી એ અટકલ જમીઆદ યસ્તનાં લખાંણ ઉપરથી ખરી માલમ પડે છે. તેના સોલમાં ૪૧ ફરદામાં લખેછે કેઃ–

"જે નુર (એટલે કે ક્યાંન ઓરેહ)ની મદદથી, હોરમઝ્દનો મોકલેલો પેગંબર, 'વિસ્પ તઉરવી' નામની કન્યાનો બેટો, 'અસ્તવતએરત' (જેનું બીજું નામ શોશીઓસછે તે) 'કાંસુ' નદીનાં પાંણીમાંથી બાહાર નીકલી આવશે. જયારે જુહાક માર્યો ગયો ત્યારે ☞ જે ફ્રુતેહમંદ વિદયા બાહાદુર ફરેદુને કામે લગાડી હતી તેને તે પાક કરનાર થશે."

"તથા જે વિદ્યાને તુરાંની અફ્રાશીઆબે, જયારે ઘાતકી માર્યો ગયો ત્યારે, તથા ગાવ મારી ગઇ ત્યારે કામે લગાડી હતી, તેને તથા ☞ જે વિદયાને કયાંની તુરાંની અફ્રાસીઆબ માર્યો ગયો ત્યારે કામે લગાડી હતી તેને, તથા જે વિદ્યાને કયાંની ગોસ્તારપે ખુશી થતાં લશ્કરની પવિત્રાઇને સારૂ કામે લગાડી હતી. કે તેઓ દરૂજને પવિત્રાઇની દુનિયાંમાંથી બાહાર હાંકી કાહાડે, તેને પાક કરનાર થશે."

(દસ્તુર એરચજી વાલી 'દશ યસ્ત બા માયની' પાંનું ૩૬૩ તથા ૩૬૫.)

ફરેદુન કેઇ વિદ્યા શીખેલો હતો તે આપણે તપાસીએ. જુહાકના દોરમાં તેનો જનમ થયો હતો, અને તે નાપાકથી તેની જીંદગીને એલજાંમ પોંહોંચવાની ઘણી ધાસ્તી હતી તેથી તેની માએ 'ફ્રાંક' તેને જંગલમાં એક ભરવાડને ઘેર મુકી આવી. ત્યાં પણ વખત જતે તેના સલાંમતીની ધાસ્તી લાગી તેથી તેણી અલબરૂજ પાહાડ ઉપર ગઇ, અને ત્યાં ☞ "એક દીનદાર મરદ રેહેતો હતો, જે દુનિયાંનાં કામથી વગર ગમનો અને વગર દેહેશતનો હતો" તેને પોતાના બાલકને સોપ્યું. આ યોગી સાથે તે ઉમરે આવ્યો ત્યાંસુધી રહ્યો હતો, માટે તે યોગવિદ્યા શીખેલો હોવોજ જોઇએ. શાહનામામાં લખેછે કે જુહાકની સાંમે લડવા જતાં, મારગમાં એક એવી નદી આવી કે જેમાં હોડીની જરૂરજ પડે, તોપણ તેમાંથી ફરેદુન ચાલીને પસાર થઇ ગયો, તથા જયારે પોતાના દુશમન સાથે લડાઇ કરવાને એક બે દાહાડા બાકી રહ્યા ત્યારે એક રાતે શરોશ ઇજદે આવીને તેને કેટલીએક ફતેહ આપનારી નીરંગો શીખવી. વળી પોતાની પાંદશાહીનાં દરમેઆંનમાં એક દાહાડો પોતાના છોકરાઓની હુશીઆરીની પરિક્ષા લેવાને સારૂં તેણે એક ફાડીખાનારાં જાનવરનું રૂપ લઇને તેઓની ઉપર હુમલો કીધો હતો. આ બધા ચમતકારો યોગ જાણયા વગર થઇ શકે

૪૦ યોગીઓનાં "ખલેબદન" (સમાધી) નો આ એક દાખલોછે. ફેર માત્ર એટલોજ છે કે સાધારણ યોગીઓથી એક બે મહીનાં ઉપરાંત વધારેવાર પોતાનાં બદનથી જુદું રેહેવાઇ શકાતું નથી, અને આ હજારો વરસ સુધીની જુદાઇ છે. પણ મદ્રાસવાલો સભાપથી સ્વામી કહેછે કે, તરેતા યુગમાં જન્મેલો અગસ્તરૂષી આજેબી કલીયુગમાં હજારો વરસ ગુજરી જવા છતાં જીવતો છે, ત્યારે યોગની બેહદ શકતીનો આપણને કંઇક ખયાલ આવેછે અને એવી વાતો માનવાનું મુશ્કેલ લાગતું નથી-

૪૧ અવસ્તા—ઈઅદ અસ્તવદ-એરેતો ફ્રખશતાએતે હચ અપદ કાંસુઇઆદ અસતો મજદાઓ અહુરહે વીસ્પતઓરવઇઆઓ પુથરો વએદીમ વએજો ઈએમ વારેથરઘનીમ. ઈયેમ બરદ તખમો થરએ તઓનો ઈઅદ અજેશ દાહાકો જએને. (પાંનું ૩૬૨)

ઈએમ બરદ ફ્રંઘરેસે તુરો ઈઅદ દરવાઓ જએને ગાઓશ જએને. ઈએમ મરદ કવહુસરવ ઈઅદ તુરો જએને ફ્રંઘરેસે. ઈએમ બરદ કવ વીશતાસપો અશાહે હએનઇઆઓ જએશેમનો તાઓ અવદ દરૂજેમ નેજબરાદ અશાહે હચ ગએથાબીઓ. (પાંનું ૩૬૪.)

તેવા નથી. અને તે ખરેખર યોગી હતોજ એવી સાબેતી આપણને દસાતીર કેતાબ ઉપરથી તથા ઇનજીલનીના નવમા હામાં મલેછે.

વલી કેખશરૂએ અફ્રાશીઆબને પકડવાને સારૂં જે વિદ્યા વાપડી તેબી યોગ વિદ્યાજ હતી; કેમકે ફરેદુનની માફક એબી બચપણથી વનમાંજ રહ્યો હતો, અને પાદશાહી તખ્ત ઉપર બીરાજવાને માટે ઇરાંન તરફ આવતાં, "અર્વંદરોદ" નામની એોવાર વગરની નદી પગે ચાલીને પાર કીધી હતી. દસાતીર કેતાબ ઉપરથી માલમ પડેછે કે, ઇરાંનની ગાદી ઉપર આવવા છતાં, તેણે એક યોગી તરીકેનું પોતાનું બ્રહ્મચર્યવૃત કદી છોડી દીધું નહીં હતું. અને શાહાનામાંમાં જણાવેછે કે અફરાશીઆબને માર્યા પછી તે પાછો ગોફનશીન થયો હતો. આ સઘલી ખાશીયત એક યોગોની છે. વળી એસ્તાબ કેતાબમાં લખેછે કે અફરાશીઆબને પકડવાને માટે તેને 'હોમ' નામના એક યોગીએ ઘણી મદદ કીધી હતી. ત્યારે આટલા બધા દાખલાઓ ઉપરથી બેશક પુરવાર થાયછે કે અફરાશીઆબને પકડવાને માટે કેખશરૂએ જે વિદ્યા વાપડી તે યોગ વિદ્યાજ હતી.

વલી ગોરતાસ્પેબી યોગનોજ ઉપયોગ કીધો હતો તે વીશે ઘણું કેહેવાની જરૂર નથી, કેમકે પેગંબર સાહેબને મદદ આપનાર એજ નામવર શેહેનશાહ હતો.

આ સઘલી દલીલો ઉપરથી વાંચનારની ખાતરી થઇ હશે કે કયાંમતને વખતે જે ધરમ ચાલુ કરવામાં આવનારછે તે યોગજ છે. જમીઆદ યસતના દરેક ફકરામાં યોગનાં ઇસારા છે,—બલકે એમ કહીશું તો ચાલશે કે એ આખી યસત યોગની ખુબીઓનું ભેદમાં, (તોપણ તરત પરખાઇ આવે એવી રીતે) વર્ણન કરેછે!

(ગ) યોગીઓ ઘણોજ થોડો ખોરાક ખાવા છતાં દીલે આસુદા હોયછે. તેઓ બુઢા થાય તે છતાં તેઓના ચેહેરા ઉપરથી જુવાંનીનો દબદબો જતો રેહેતો નથી. આ દુનિયાંમાં લાંબો વખત રેહેવાની તેઓને ઇચ્છા હોતી નથી. પણ જો કોઈ કોઇને તેમ કરવાની જરૂર જણાયછે તો તેઓ અમરગ થઇ શકેછે. એ રીતે પાદશાહ કેખશરૂ તથા પેશુતન દસ્તુર આપણાંમાં અમરગ ગણાયછે; તથા હીંદુઓમાં અગસ્ત રૂષીને માટે મદ્રાસવાલા રાજયોગી સભયથી કહેછે કે તે આજેબી નીલઘરીના પાહાડોમાં આવેલી "અગસ્તાશ્રમ" નામની ગુફામાં જીવતો છે. આ દુનિયાંનાં કોઇબી દુખ યોગીને થઇ શકતાં નથી, તેથી તેને મનથી પૃથ્વીબી એક જાતનું બેહસ્તજ લાગેછે. યોગીનાં "મન, વાચા, ને કર્મ" માંથી બદી જડમુલથી ઉખડી ગયલી હોય છે તેથી "અંગ્રેમઈન્યુશ" આજેબી તેને મનથી નાશ પાંમેલો છે. હવે યોગોની આટલી શકતી ધ્યાનમાં રાખ્યા પછી કયાંમતને રોજે ફેલાનારો મજદીયસ્નની ધરમ માણસ જાત ઉપર કેવી અસર કરશે તે વાંચો.

"જે નુર (કયાંન ઓર્હે) ફતેહમંદ શોસીઓસને મલશે, તેમજ તેના બીજા દોસ્તોનેબી મલશે; કે જેથી કરીને તે શોસીઓસ દુનિયાંને તાજી, વગર બુઢાપાવાલી, વગર મોહોતવાલી, વગર ગંદેગીવાલી, વગર કોહોવાટ વાલી, હંમેશાં જીવતી, હંમેશાં ફાયદો કરનારી, અને મરજી પ્રમાણે રાજ કરતી કરશે. ત્યારે (રસ્તાએજ, એટલે કે) ગુજરેલાઓ પાછાં ઉઠીને ઉભાં થશે; જીવતાંઓને અમરગી પોંહોચશે. અને દુનિયાં મરજી મુઆફક ખુશી આપનારી થશે. જાંનદાર ચીજો જેઓ પવિત્રાઇની શીખનારી છે, તે અમરગ થશે, અને જે દરૂજ અશોને મારવાને માટે

(આજે) આસપાસથી ફરીવળ્યોછે, તે તે વખતથી નાશ થશે.

(જમીઆદ યસ્ત કરદો ૧૫ મો, ૪૨ 'દશ યસ્ત બા માયની,' પાંનું ૩૬૩)

ફરેદુન અને કેખશરૂની વિદ્યા યોગ હતી તે પુરવાર કરીને આગલ હમે બતાવી આપ્યુંછે કે કયાંમતને રોજે યોગવિદ્યાજ લોકોમાં ધરમ તરીકે ચાલશે. અને જયારે માણસ માત્રે યોગી થાય ત્યારે જમીઆદ યસ્તમાં જણાવેલીઆ બધી અસર પૃથ્વીના લોકો ઉપર થાય તેમાં કંઇજ નવાઇ નથી.

એવી સમજ લીધા પછી, આપણે આપણી હાલની રીતભાંત ને સંસારી હાલત, જે આપણા બાપ દાદાઓનીથી જુદી પડેછે, તે તરફ નેગાહ પોહોંચાડીએ, અને તેનું કારણ શોધી કાહાડીએ.

પારકી કોમવાલાઓ એકે અવાજે આપણને અટકચાલા ગણે છે, તે આપણાં છાલકાં મનની નીશાંનીછે. માએબાપ તરફ બેદમાંની, ઉપરીઓ તરફ નાફરમાંની, ગરીબ સગાંવાહાલાંઓ તરફ બેદરકારી, એશ-ફીપણું, બઇરાંઓનાં જેવી નાજુકાઇ, ચીબાવલાપણું અને એ વિગેરે સેંકડો બીજા દુરગુણો તવારીખમાં આજના પારસીઓને ખાતે નોંધાયછે. ધરમની કેલવણીની ગેરહાજરીને લીધે ધરમ તરફ ભય ભરેલી બેદીમાંની વધી પડી છે અને આ દુનિઆમાં આપણે શું કરવા આવીએ છીએ તેનું કારણતો કોઇ જાણતુંજ નથી. જનમ લીધો તે મોજ શોખ કરવાને એવા બેહુંદા ખ્યાલથી આજનો કોઇજ પારસી ખાલી હશે. અને પઇસા વગર મોજમજાહ થઇ શકતી નથી, તેથી તોહવાર ચુકતાઓ કરીને તવંગર થવામાં દીન ઊગે હજારો પારસીઓ મધમાંખની માફક રોકાઇ જાયછે.

એક પારસીને મનથી અંગ્રેજ બચો સર્વે સુધારાનો નમુનો છે, અને આંખ વીચીને તેની નકલ કરવામાં પોતાને બી સુધરી ગયલો સમજેછે. અંગ્રેજો બઇરાંઓ સાથે જાહેર મીજલશમાં નાચેછે, ત્યારે આપણે કાંએ આપણી સ્ત્રીઓને નાંચતાં નહીં શીખવીએ? એમાં શું પાપ છે? અંગ્રેજો લાસની પાછલ ગાડીમા બેસીને જાયછે ત્યારે આપણે શું કરવા પગે ચાલીને જઇએ? આપણા આગલા રીવાજો તો અગ્નાનપણાંથી અને ગરીબી અવસ્તાને લીધે ચાલુ થયા હતા! હવે તે વખત ફેરવાઇ ગયોછે. આજે તો આપણે સુધરેલી (!) ઓગણીસમી સદીમાં જીવીએ છીએ, માટે સુધારાને છાજતા એ બધા ફેરફારો કરવાજ જોઇએ! એવા એવા પોકારો પારસીઓમાં આજ કાલ સાધારણછે.

દસ્તાન વાલી ઓરત સાથે અડકવું, સુવાવડીને માલપર રાખવી, અને ઉઘાડે માથે આરામ કરવા એતો સુધરેલી હાલતમાં આવવાની સાબેતી ગણાયછે. કુચલાથી ભરેલા નાટકો જોવા જવામાં તથા બાલ્લાઓનાં વેશે નાચવામાં તો મનને નીતિના ધડા મલતા કહેવાય છે! સીંહ અને ચીતાઓ, સાથે જંગ રમીને જંગલો ગજાવનારા બાપ દાદાઓનાં આ આજનાં સદગુણભ્રષ્ટ બચાંઓ, હેવો સુધારો કરવા માંગીને એમ સમજે છે કે હમે સુધરેલા ને આબરૂદાર ધંધાઓ હાથ કીધા છે! અરે, પણ હજુર એટલેથીજ પતતું નથી! પણ

---

૪૨ અવસ્તા—ઇઅદ એપંઘચદ સઓશીઅનાંમ વેરેથરાજનેમ ઓત અનીઆઓસચેદ હુખઈઓ. ઇઅદ કેરેન વાદ ફરશેમ અહુમ અજરેશે અંતેમ અમરેશેઅંતેમ અફ્રે—પીઅંતેમ અપુઇઅંતેમ ઇઅવઓજીમ ઇઅવએસુમ વસો ખશથરેમ. ઇઅદ એરેસત પઓતે ઓસે હેશતાંન. જસાદ જુઇઓ અમરેખતેશ દથઓતે ફરશેમ વસન અંઘહુશ.

બુનગઓથાઓ અમેરશીઅંતીશ ઇઆઓ અશાહે સંધુહઓતીશ- નેશતેદ પઓતે દરૂખશ નાશાઓતે ઇઅહાદ અઓવેચેદ જમમદ અશાવનેમ મહરકથાઓ અઓમચેથરેમ સતેમચ આથદચ મેરેનાશાતઓચ મઓરીઓ અથા રતુશ. (પાંનું ૩૬૨.)

એવી બીજી ઘણી નછાજતી અંગ્રેજી રસમો પારસીઓમાં પેવસ થવા માંડીછે.

હવે એ બધી ખાશીઅતો ને રસમો, જેમાં આપણે ધરમની નેઆગાનોથી જુદા પડીએ છીએ, તેથી સુધારો થયો છેકે બગાડો તે જાંણવું ઘણું અગતનું છે. એ વિશે જુદે જુદે ધોરણે તકરાર કરી શકાય છે, પણ હમે હમારી તરફથી એટલુંજ કહીએ છીએ કે જેમ સુનાંની ચોકસ કીમત કસોટીના પથ્થર વગર થઇ શકતી નથી, તેમ આપણાં રૂવાંન ઉપર થતી એઓની સારી યા નરસી અસર યોગની ફીલસુફી વગર પરખાઇ શકતી નથી. આપણા બાપદાદાઓમાં યોગ જાયજ હતો તેથી તેઓ સઘલી વાતે સાદા હતા, અને આપણાં કરતાં તેઓને સંસારની જંજાલ ઓછી હતી. હાલ આપણાંમાંથી યોગ વિદ્યા ઉઠી ગઇ છે, ત્યારે આપણે દુનીયાંદારી ઉપર મરી ફીટેલા છઇએ. તેટલામાટે આપણો આત્મા ઘણો "નાકેશ અને અધુરો" રહે છે, તથા મરણ પછી દોજખમાં જવાની આપણામાંનાં ઘણા ખરાઓને ધાસ્તી હોયછે. જે કંઇ હમે જોઇએ છીએ તે ઉપરથી એવું સમજાયછે કે આજના પારસીમાંથી સેંકડે વીસ જણ "માહાપાયા" જેવાં છેક નીચલાં બેહેસ્તમાંના ભાયગે જઇ શકતા હશે. "ખોરશેદ પાયા" ને "સતર પાયા" તો કોઇ કોઇજ ભાગ્યાશાલીને માટે ખુલ્લાં મુકાતાં હશે, અને બાકીનાં બધાંની ઘણીજ ખરાબ હાલત થતી હશે! અફસોસ!!

દીનપરદીન ધરમ તરફની બેદરકારી ભય ભરેલું રૂપ પકડતી જાયછે, અને એવોને એવોજ માંમલો ચાલુ રહ્યો તો પાંચ દાહાડે પારસી કોમની હસ્તીબી ખતમ થઇ જાય તેમાં કંઇજ નવાઇ નથી. હવે તો ખુદ સુધારાવાલાઓબી ઘભરાવા ને ઇલાજ શોધવા લાગ્યાછે. પણ શું કંઇ કોઇએ અસરકારક ઇલાજ શોધી કાહાડયો છે? રાહનુમાય મજા બરચાંઓને કેલવણી આપવા નીકલીછે, કે તેથી આવતી ઓલાદ ધરમી થાએ. પણ એ સભાના મુખ્ય આગેવાન શેઠ ખરશેદજી રૂસ્તમજી કાંમાજી પોતેજ કહેછે કે અશો જરથોસ્ત જીવતાં જીવત બેહેસ્તમાં ગયા નહીં હતા, અને એતો સઉ ભોલાં આદમીઓને સમજાવવાની વાતછે! (અવાક્ષે પસેમાન!) એવણના એવા ફતવા ઉપરથી આજે હજારો બેહેદીનો અને મોબેદો અશો જરથોસ્તને આજના વખતના પ્રોફેસર મેક્સમૂલર જેવો એક માત્ર ફીલસુફ ગણેછે; અને પેલી જાંહાંનને લગતી જે જે વાત ધરમ પુસ્તકોમાં લખાયલીછે તે માનવામાં આવતી નથી. વલી આજે કોઇથી અવસ્તાનો ખરો તરજુમો થઈ શકતો નથી, અને અસલી ભેદવાંણીઓના ખુલાશા આપી શકાતા નથી તો રાહનુમાએ સભા એક ઉધરતા અભ્યાસીના તરેહવાર શક કેમ દુર કરી શકશે? હમે ધારીએ છીએ કે યુરોપીયન ઢબના તરેહવાર વીચારોથી ગાબડાં મારીને કામ ચલાવવામાં આવશે; પણ તેથી કંઇ ટોલામાં ઇમાંન આવવાનું નથી. અને જ્યાં ઇમાંન નહીં ત્યાં બદીનો ફેલાવો ચાલુજ રેહેવાનો! એ રીતે રાહનુમાએ સભાની કોશેસ રદ જવાની હમુંને ખાતરીછે અને એજ પ્રમાણે બીજી તરફની હીલચાલોનુંબી સમજવું.

હમારે એવા બારીક વખતમાં સ્વર્ગવાસી દસ્તુર મુલ્લાં ફીરોજજીની શીખાંમણ યાદ કરીને પોકાર કરવો પડેછે કે—ઓ પારસીઓ! તમો જો તમારામાંથી બદીને નાશ કરવા અને મીનો જેહાંન નજરે જોવા માંગતા હોવ તો યોગ વિદ્યા શીખો! એજ પાકીજેહ એલમ દીન અને દુનિયાં વિશેના તમારા બધા શક દુર કરશે, અને તમુને બંધે જેહાંનનું સુખ આપશે.

ખુશરો પરવેઝના વખતનો નામાંકીત યોગી, દસ્તુરાંન દસ્તુર આઝાને પંજોમ કહેછે કે એક ટોલાના લોકોને ખોદાને લગતી જે હકીકત મેં કહી તે ઉપર તેઓ ઇમાંન લાવ્યા નહીં; કેમકે તેઓ શું જાંણે કે હું ખરૂંજ કહુંછું. ત્યારે "મેં તેઓને ખોદાની રાહમાં કશી કરવા થકી ફરમાવ્યું અને સર્વે લોકોએ તનમાંથી નિકલીને, ખોદાને તથા ખોદાની નજદીક વાલાઓને જોયા અને તનમાં પાછા આવ્યા." (દસાતીર પાંનું ૧૮૮) આપણેબો એવુંજ કરવું જોઈએછે.

પણ આપણે યોગવિદ્યા શીખીએ કોણની પાસે? જરથોસ્તી યોગીઓ તો ગુમ થઈ ગએલા છે, અને તેઓનો મેલાપ થઇ શકે તેવું નથી! જો હિંદુ યોગીઓ પાસે એ એલમ શીખવા જઇશું, તો આચાર વિચારમાં હિંદુ થઇ જઇશું; તેથી આપણી નેમ, જે જરથોસ્તી ધરમની રીતે ખોદાની મારફતને પોંહોંચવાનીછે તે ઉંધી વલશે! હવે હિંદુ યોગીઓ પાસે યોગ શીખવામાં ખરેખર કંઇ ગેરફાયદો છે કે નહીં તે આપણે તપાસીએ અને એવી તપાસ પણ ધરમ પુસ્તકોથીજ કરીએ.

ઓરતાબ કેતાબમાં આત્માની હાલતનું વર્ણન કરતાં માન સાથે હિંદુ (યોગીઓ ?) નાં મત એક બે ઠેકાંણે ટાંકેલાં નજર પડેછે. દસ્તુરાન દસ્તુર અરદાયવિરાફ કહે છે કે મેં પારકા મજહબવાલાં અશો નર નારીઓને બેહેસ્તમાં જોયાં છે. વલી હજરત આજર કેવાંન પોતાની "જાંમે કેખશરૂ" નામની કેતાબમાં કહેછે કે ખલ્લે બદન કીધા પછી "હું એક બીજી જેહાનમાં ગયો, કે જ્યાં તરેહવાર ચીજો તથા ભાત ભાતનાં શેહેરો જોવામાં આવતાં હતાં, જેવાં કે ઇરાંન, તુરાંન, રૂમ, હિંદુસ્થાંન, ચીન, માહાચીન, અને સીંધનો દરીઆવ. અને તે હરેક શેહેરમાં મરદો તથા ઓરતો મારા જોવામાં આવ્યાં તેની નીશાંની પુછો તો ઇરાંનના ખુજરગો જેવા સઘલા હુન્નર અને કાબેલીઅતમાં વાકેફગાર હતાં. તેઓમાંનાં હરેક મને શીખામણ દીધી અને મારા જાન અને દીલને રોશન કીધું. (પાંનું ૧૧૧ મું.)

હવે આજ વાત પુરવાર કરી આપે છે કે જેવી રીતે આપણે અજ્ઞાનપણાંથી પારકા મહજબ વાલાઓને હલકા ગણીએ છીએ તેવા તેઓ ખરેખર નથી,—બલકે હજરત આજર કેવાંન જેવા માહાત્માઓએબી તેઓની પાસેથી કેટલીક રીતની કેલવણી લીધીલીછે. વલી વેદ ધરમ અવસ્તા સાથે એટલો મલતો આવે છે કે પ્રોફેસર દાર્મસ્તેતર એ બંધેને કોઇ આગલા ધરમ (indo-iranian religion) ની શાખાઓ ગણેછે. પણ ખરી વાત તો આ જણાયછે કે એ બંધે પુસ્તકોના બનાવનારા યોગી હતા, અને તેને લીધેજ એઓ વચે એવુ અન્તયબ જેવું મલતાપણું છે. બુધ ધરમબી આપણે ધારીએ છીએ તેવો નથી. જેમ પેગંબર સાહેબે આપણા ધરમના પાયા તરીકે "મનશની, ગવશની કોનશની" વીશે જેવી સખત તાકીદ આપીછે, તેવીજ રીતે ગઉતમ રૂષીએબી કીધું છે:—બલકે ઇનસાફને ખાતર હમારે કેહેવું પોછે કે એ ધરમાંનોની ગુપ્ત મતલબને આઠ ભાગોમાં વેંહેંચી નાંખીને વધારે ખોલાશાથી સમજાવીછે. (ઇ.સ. ૧૮૮૦ નાં *The Theosophist* ના કોઇએક અંકમાં "Buddhism authoritatively defined" એવે નામની એક આર્તીકલ આવેલી છે તે વાંચીને ખાતરી કરવી.)

અંગ્રેજી મીશનરીઓ પેહેલ વેહેલાં એમ સમજતા હતા કે દેશીઓ અંગ્રેજી શીખશે એટલે સેહેલાઇથી ખ્રીસ્તી થઇ જશે. માટે યુરોપાયન ઢબની કેલવણી રૂપી જાલ

નાંખીને આખા હિંદુસ્થાનને વટલાવવાની છુપી નેમથી દેશીઓની કેલવણી પાછલ તેઓએ શરૂઆતમાં ઘણી મેહેનત લીધી હતી. તોપણ પરિણામ તેથી ઉલટું નીપજયુંછે. અને આજે આપણે આપણા બાપીકા ધરમની વધારે શોધ ખોલ કરવાને તથા ખ્રીસ્તી ધરમથી વધારે દુર રેહેવાને શીખ્યા છીએ. એવું છે ત્યારે હીંદુ યોગીઓથી આપણા ધરમને નુકસાંન થવાનો ભય રાખવો જોઇતો નથી. એ અશો નરોને તો પાદરીઓના જેવી કોઇ નેમ નથી, અને તેઓ પોતાની કેહેવાતી જાતવાલાઓનેબી કોઠું આપતા નથી. માત્ર સંપૂર્ણ અશોઇથીજ આપણે તેઓની ઉસ્તાદગીરી મેલવવાની આશા રાખી શકીએ છીએ. ગુરૂ તરીકે તેઓ આપણું પાસે "સ્નાન પુજા" જેવી કોઇ જાહેર તરીકાને લગતી ક્રીયા કરાવતા નથી, પણ ખોદાની યાદમાં મનને મશગુલ કરવાના રસ્તા બતાવેછે તથા આત્માને શરીરમાંથી બાહાર કાહાડવાને લગતી કસરત શીખવેછે. મુંબઇથી કલકતે જતાં સ્ટીમર તેમજ રેલવેની મદદ આપણે મેલવી શકીએ છીએ વલી કોઇ ચાહેતો ઘોડે યા બલદ ગાડીએ, યા પગે ચાલીનેબી ત્યાં જઇ શકે. તેવીજ રીતે જીવતાં જીવત બેહેસ્તમાં જવાને માટેબી આત્માને શરીરમાં બાહાર કાહાડવાના અનેક રીતોછે. અને હમે કબુલ કરીએ છીએ કે ખલેબદન કરવાની આપણા બાપદાદાઓની રીત હાલની હિંદુ રીતોથી કદાચ જુદી હશે. પણ જેમ જુદાં જુદાં વાહન વાપરીને કલકતે ગયલા મુસાફરોને તે શેહેર એકજ રીતનું નજર આવેછે, તેજ રીતે જુદી જુદી ઢપથી શરીર છોડીને છુટાં થયલાં રૂહો ખોદાને તથા તેના ભેદોને વિશેનું એક સરખુંજ જ્ઞાન મેલવછે. માટે જેવું જ્ઞાન પેગંબર સાહેબના વખતથી હજરત આજર કેવાંન સુધીના જરથોસ્તી યોગીઓ મેલવી ગયા છે, તેવુંજ જ્ઞાન હિંદુ ઋષીઓની મદદથી આપણે મેલવશું અને આપણા લોકોની રાહનુમાઇ કરશું. તોપણ હમારે કેહેવું જોઇએછે કે આપણા ધરમની ફીલસુફી એ લોકોના વિચારથી ઘણીએક અગતની બાબદોમાં જુદીછે. તેને એ લોકોનાં તેજથી ઝંખવાઈ જઇને આપણે ફેરવી નાંખવાની નથી; પણ, આપણી અક્કલ કબુલ નહીં કરે તોબી આપણો કોઈ પેગંબર આવે ત્યાં સુધી સંભાલથી જાલવી રાખવાનીછે. એવી સાવચેતી રાખીને એ લોકોના શીષ્ય થવામાં આપણને કંઇ અડચણ નથી પણ જો એમ નહીં કરશું તો, અંગ્રેજોની સાથે સંબંધી પડયા પછી જેવી ફજેતી આપણે જોઈછે, તેવી બીજી ઘણીક જોવી પડશે.

એક વખત એવો હતો કે દયાનંદ સરસ્વતી સ્વાંમી જેવાઓને યોગીઓની શોધમાં પાહાડે પાહાડ ને જંગલે જંગલ રખડવું પડીયું હતું, અને વિશ્નુપંત ગોખલેને ગુરૂ નહીં મલ્યાથી ફકત ખોદાની ઉપર વિશ્વાસ રાખીને એખલોજ વનવાસ કરવો પડયો હતો. તેવી મુશકેલીઓ આજે આપણને વેઠવાની નથી. આજે આપણાં ઘર આગલ 'થીઓસોફીકલ સોસાઇટી' છે, અને એકલા અંગ્રેજી જાણનારાઓનેજ નહીં, પણ ગુજરાતી સમજનારાઓનેબી યોગ શીખવવાની આશા આપેછે, અને તેબી વલી કોઇનાબી ધરમને અડચણ નહીં થાય તેવી રીતે! માટે જેટલુંબી આપણે કરવા માંગશુ તેટલું થઇ શકશે. મેડમ બ્લેવેત્સ્કી અને કર્નલ ઓલ્કોટ જેવાં ભલાં માણસોએ આપણને રસ્તો કરી આપવાને પોતાની અમૂલ્ય જીંદગી રોકી છે, અને જો તેનો લાભ આપણ પારસીઓ નહીં લેશું તો, આવતી પા સ-

જરથોસ્તી ધરમની ઘણી મોટી ખમી થઇ જશે. માટે "પ્રવિણ બંધુઓને" દરિયાં ધારવાનું અને પેલી પરોપકારી બાનુંને સાધારણ વાતચીતમાં ધુતારી ગણવાનું મહાપાપી કામ છોડી દઇને, આપણને લાયકછે કે થીઓસોફીકલ સોસાઇટીની એક જરથોસ્તી શાખા સ્થાપવી. એ મંડલીની મુખ્ય નેમ પારસીઓમાં યોગનો ફેલાવો કરવાની, પારશી શાહરસમોને યોગની ફીલસુફીથી તપાસીને નવા બંધ બેસ્તા ફેરફારો વિશે કોશેસ કરવાની, તથા બચ્ચાંઓને ધરમનાં ફરમાંનો યોગની કુંચીથી ખોલી બતાવવાની રાખવી. એવાં કાંમ કોમના વડીઆઓ અથવા દસ્તુર દાવરો ઉઠાવે એવો સંભવ નથી, માટે વચલે વાંયેના જુવાંન ગ્રહસ્થોને શરૂઆતમાં નાલા પાયા ઉપર એવી એક મંડલી સ્થાપવાની અરજ કરીએ છીએ. તેવું કરવાનેબી ઘણો વેલંબ લાગશે, માટે દરેક દીનચુસ્ત જરથોસ્તીએ થીઓસોફીકલ સોસાઇટી સાથે વાર ઢીલ જોડાઇ જવું જોઇએછે. આજે આખો પારસી ટોળો બેધ્યાન અને "એલમે ઇલાહી"થી તદન નાવાકેફ છે, અને તેનાં પરિણામ સારાં થવાંબી નથી, અને થશેબી નહીં.

આ બાબદ સમાપ્ત કરેતી વખ્તે જણાવવું જરૂરનું છે કે યોગ વિધા વિશે તેમજ બીજી બાબદો વીશે હમુને કંઇ ગીન જ્ઞાન નથી. તેથી હમે ઘણે ઠેકાંણે ભુલ ખાધી હશે. તે ભુલોનો લાભ લઇને કોઈબી નુકતેચીને યોગની સાંમે તકરાર લાવવી નહીં; પણ જાતી શોધથી કંઇ જાંણવા જોગ પરિણામ ઓળ્યું હોય તો તેજ બાહાર પાડવું. માણસનો આત્મા વારંવાર અવતાર પામે છે એવું જે આગમ લખવામાં આવ્યુંછે, તે દાંનેશમંદ વાંચનારાઓને ખરીથી કેહેવાની અગત નથી કે, હમારૂં મત નથી. એવી બારીક બાબદોમાં હમે રીવાજી મત ફેરવવાને દરૂરત વિચારતા નથી. સર્વે યોગીઓમાં હમે અશો જરથોસ્તને શ્રેષ્ટ સમજીએ છીએ, માટે તેવણે જો ખરેખર એ વાતની વિરૂધમાં પોતાનું મત આપ્યું હશે તો, કંઇ મોતેબર કારણને લીધેજ હશે, એમ સમજી હમે તેનેજ વલગી રહીશું. "રાસ્ત ગોફતાર" અને "ઇંડિયન સ્પેકટેટર"ના વિદ્વાન અધિપતિઓએ થીઓસોફીકલ સોસાયટીની વિરૂધ મત આપ્યાંછે, તેઓને હમે અરજ કરીએ છીએ કે પોતાના બાપદાદાઓની તવારીખ ખોલી જોઇને, તથા જરથોસ્તી ધરમ પુસ્તકોમાં આવેલાં નહીં સમજ પડે તેવાં લખાંણોનાં ભેદ સમજીને, એ મંડલી વિશે નવેસરથી પોતાનાં મત જાહેર કરવાં. પારસી ટોલાની રાહનુમાઇ કરવાનું કામ આજ કાલ પારસી ન્યુસપેપરોના હાથમાં છે, માટે એવી નાજુક બાબદોનો અભ્યાસ કર્યા અગાઉ ગુમરાહી ભરેલાં લખાંણો થવા જોઇતાં નથી.

